# श्री रघुवंशम्.

## तृतीयः सर्गः

ટીકાકાર—ભટ રામશંકર મોનજી.

મોક્ષમંદિર—અમદાવાદ.

પ્રકાશક—શા. ભોગીલાલ બાલાભાઇ બી. એ.

શેઠની પોળ—અમદાવાદ.





સંવત ૧૯૭૫. પ્રથમ આવૃત્તિ. પ્રત ૧૧૦૦

અમદાવાદ—ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં,
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

કીંમત ૦-૬-૦,
વિદ્યાર્થી પાસેથી ૦-૪-૦.

# रघुवंशम्.

## तृतीयः सर्गः ।

**अथेप्सितं भर्तुरुपस्थितोदयं, सखीजनोद्वीक्षणकौमुदीमुखम् ।**
**निदानमिक्ष्वाकुकुलस्य संततेः, सुदक्षिणा दौर्हृदलक्षणं दधौ ॥१॥**

**પદચ્છેદ:**-अथ=गर्भधारणानन्तरं=ગર્ભ ધારણ કર્યા પછી उप-स्थितः ( प्राप्तः ) उदयः यस्य सः-उपस्थितोदयः तम्-उपस्थितोदयम्=જેનો ઉદય પ્રાપ્ત થયો છે એવા ( ગર્ભ )ને. सखीनाम् ( સખીઓના ) जनः ( સમુદાય ) सखीजनः तस्य सखीजनस्य-सखीजनस्य उद्वीक्षणानाम् ( दृष्टीनाम् જોવાની ક્રીયાના. ) कौमुदीमुखम् ( ચંદ્રની ચાંદનીના આરંભ જેવા ગર્ભને )=જે ગર્ભ સખીજનોની આંખે ચંદ્રની ચાદનીના આરંભ જેવો હતો તે ( कौमुद्याः मुखं कौमुदीमुखम् ). इक्ष्वाकोः कुलम् इक्ष्वाकुकुलं, तस्य-इक्ष्वाकुकुलस्य=ઇક્ષ્વાકુના કુળની. संततेः निदानम्=પરંપરાના કારણરૂપ ગર્ભને. द्वे हृदये यस्याः सा द्विहृद्-द्विहृदः भावः दौर्हृदं-दौर्हृदस्य लक्षणं-दौहृदलक्षणं तत्=બે હૃદયના ભાવનું લક્ષણ એટલે બેજીવપણું એટલે ગર્ભ. भर्तुः इप्सितं=भर्तुः मनोरथं=દિલીપના મનોરથરૂપી ( ગર્ભ ) ને. सुदक्षिणा दधौ=સુદક્ષિણા ધારણ કરતી હતી.

અર્થ—ગર્ભ ધારણ કર્યા પછી-દિલીપનો મનોરથ રૂપી ગર્ભ કે જેનો ઉદય પ્રાપ્ત થયો હતો તથા જે ગર્ભ સખીજનોની આંખે ચંદ્રની ચાંદનીના આરંભ જેવો જણાતો હતો તથા ઇક્ષ્વાકુ કુળની પરંપરાના કારણ રૂપ હતો તથા જે બેજીવપણાના ( સગર્ભાવસ્થાના ) ચિન્હને સૂચવતો હતો તે ગર્ભને રાણી સુદક્ષિણા ધારણ કરતી હતી.

**शरीरसादादसमग्रभूषणा, मुखेन सालक्ष्यत लोध्रपाण्डुना ।**
**तनुप्रकाशेन विचेयतारका, प्रभातकल्पा शशिनेव शर्वरी ॥२॥**

**પદચ્છેદ:**-शरीरस्य सादः शरीरसादः तस्मात् शरीरसादात्=शरीर-कार्श्यात्=શરીર કૃશ થવાથી. असमग्राणि ( થોડાં, પરિચીત ) भूषणानि

यस्याः सा असमग्रभूषणा=अपरिमिताभरणा=થોડાં અગર અમુક ઘરેણાં પહેર્યાં છે એવી રાણી. लोध्रस्य पुष्पम् लोध्रम्-लोध्रवत् पाण्डु ( ફીકું ) लोध्रपाण्डु, तेन लोध्रपाण्डुना. लोध्रपाण्डुना मुखेन=લોધ્રના પુષ્પના જેવા ફીકા મુખથી. सा अलक्षत=सा उपलक्षिता=તે રાણી દેખાતી હતી. तनुः (થોડા) प्रकाशः यस्य सः तनुप्रकाशः तेन तनुप्रकाशेन-तनुप्रकाशेन शशिना =થોડા પ્રકાશવાળા ચંદ્રથી. शर्वरी इव=રાત્રીની માફક. विचेयाः तारकाः यस्याम्-सा-विचेयतारका=જેનાં થોડાજ એટલે ગણ્યાગાંઠ્યા નક્ષત્રો છે એવી ( રાત્રી ). ईषत् ( થોડુ ). असमाप्त प्रभाता=प्रभातकल्पा=જેમાં માત્ર થોડી રાત્રી બાકી રહી છે તેવા પ્રભાત વાળી ( રાત્રી ).

અર્થ—જેમ થોડા પ્રકાશવાળા ચંદ્રથી, માત્ર થોડાજ નક્ષત્રોવાળી તથા જેનું પ્રભાત પુરૂ થવાને થોડીજવાર છે એવી રાત્રી ફીકી જણાય છે તેમ શરીર કૃશ થવાથી જેણે થોડાંજ ઘરેણાં પહેર્યાં હતાં એવી સુદક્ષિણા રાણી, લોધ્રના પુષ્પની માફક ફીકા પડી ગએલા તેના મુખથી (ફીકી)જણાતી હતી.

**तदाननं मृत्सुरभि क्षितीश्वरो, रहस्युपाघ्राय न तृप्तिमाययौ।**
**करीव सिक्तं पृषतैः पयोमुचां, शुचिव्यपाये वनराजिपल्वलम् ३**

પદચ્છેદ:-क्षितयाः ईश्वरः क्षितीश्वर=દિલીપ मृदा ( માટીની ) सुरभि ( સુગંધીવાળું )-मृत्सुरभि=માટીની સુગંધીવાળું ( મુખ ) तस्याः आननं तदाननं=તેણીનું મુખ रहसि=एकान्ते=એકાન્તમાં. उपाघ्राय= સુંધીને. तृप्तिं न आययौ=સંતોષ પામ્યો નહીં-માટીની ગંધથી રાજી થતો હોય તેમ સુંઘ્યા કરતો હતો. शुचेः ( ગ્રીષ્મ ૠતુના ) व्यपायः ( નાશ )-शुचिव्यपायः तस्मिन् शुचिव्यपाये=ઉનાળાના અંતમાં એટલે જેઠ માસમાં. पयांसि मुञ्चन्ति इति पयोमुचः ( વરસાદ, મેઘ ) तेषाम् पयोमुचां=વરસાદના. पृषतैः=બિંદુઓ વડે, છાંટા વડે. सिक्तं-છંટાએલા ( તળાવ ) ને. वनस्य राजिः वनराजिः ( જંગલ. ) वनराजेः पल्वलम्- वनराजिपल्वलम्=જંગલની પાસેના તળાવને. करी इव ( उपाघ्राय )= હાથીની માફક ( સુંઘીને. )

અર્થ—ઉનાળાનો નાશ થતાં ( એટલે ઉનાળાના અંતમાં અને ચોમાસુ બેસતાં ) જંગલની નજદીકના વરસાદના છાંટાથી છંટાએલા-ભીના થએલા-સરોવરને જેમ હાથી સુંઘે છે પણ તૃપ્તિ પામતો નથી તેમ માટીની ગંધ-

વાળા રાણીના મુખને દિલીપ રાજા એકાંતમાં સુંઘતો હતો પણ તૃપ્તિ પામતો નહીં. બીજો ભાવ-જેમ હાથી થોડા જળવાળા સરોવરથી તૃપ્તિ પામતો નથી તેમ પુરૂષ કૃશ શરીરવાળી અશક્ત સ્ત્રીથી તૃપ્તિ પામતો નથી. (૩)

**दिवं मरुत्वानिव भोक्ष्यते भुवं, दिगन्तविश्रान्तरथो हि तत्सुतः ।**
**अतोऽभिलाषे प्रथमं तथाविधे, मनो बबन्धान्यरसान्विलङ्घ्य सा ॥**

**પદચ્છેદઃ**-मरुतः सन्ति अस्य सः मरुत्वान्=ઇંદ્ર. दिवम् इव=જેમ સ્વર્ગને ( ભોગવે છે ) તેમ. दिशाम् अन्तः दिगन्तः दिगन्ते विश्रान्तः रथः यस्य सः-दिगन्तविश्रान्तरथः=પૃથ્વીના છેડા સુધી જેનો રથ અથવા આજ્ઞા અથવા વિજય છે તેવો. तस्याः सुतः तत्सुतः=તેણીનો પુત્ર. भोक्ष्यते भुवं=પૃથ્વીને ભોગવશે, अतः=એ કારણથી. तथाविधे अभिलाषे=તે પ્રકારના ( માટી ખાવાના ) અભિલાષમાં प्रथमं सा मनः बबन्ध=પ્રથમથી તેણીએ મનને બાંધ્યું હતું-સંકલ્પ કર્યો હતો. अन्याश्चते रसाश्च-अन्यरसाः तान् अन्यरसान्=બીજા રસોને विलङ्घ्य=તજીને.

અર્થ—જેમ ઇંદ્ર સ્વર્ગને ભોગવે છે તેમ દિશાઓના છેડા સૂધી જેનો વિજય થશે એવો તે રાણીનો એટલે મારો પુત્ર પૃથ્વીને ભોગવશે-એવા કારણથી અગર એવા વિચારથી, તે રાણીએ, બીજા સર્વ રસને તજી દઇને તે પ્રકારના ( માટી ખાવાના ) અભિલાષમાં પોતાના મનને બાંધ્યું હતું. (૪)

**न मे ह्रिया शंसति किंचिदीप्सितं,स्पृहावती वस्तुषु केषु मागधि ।**
**इति स्म पृच्छत्यनुवेलमादृतः, प्रियासखीरुत्तरकोसलेश्वरः ॥५॥**

**પદચ્છેદઃ**-मागधी न मे शंसति=રાણી મને કહેતી નથી. ह्री=લજ્જા ह्रिया=લજ્જાથી ( તેનાં રૂપ श्री-નાં જેવાં થાય છે ). मगधस्य राज्ञः अपत्यं कन्या मागधी=મગધ રાજાની પુત્રી. किञ्चित् ईप्सितं=કાંઇક મન ગમતી માગણીને અથવા માગણીની વાત ( મને કહેતી નથી ). केषु वस्तुषु=કઇ ચીજમાં એટલે કઇ ચીજ માટે. स्पृहा अस्ति अस्याः सा स्पृहावती=ઇચ્છાવાળી. केषु वस्तुषु स्पृहावती इति=કઇ ચીજ તે રાણીને ગમે છે એવી-એ રીતનું. वेलाम् वेलाम् इति अनुवेलम्=વારે ઘડીએ आदृतः =આદરપૂર્વક એટલે પ્રેમથી. उत्तरकोसलानाम् ईश्वरः-उत्तरकोसलेश्वरः=

ઉત્તર કૌસલ દેશનો રાજા એટલે દિલીપ. प्रच्छति स्म=પૂછતો હતો. प्रियायाः सख्यः प्रियासख्यः, ताः प्रियासखीः=પ્રિયા એવી તે રાણીની સખીઓને એટલે દાસીઓને.

અર્થ—મગધદેશના રાજાની પુત્રી, તેને કઇ વસ્તુમાં ભાવ-(પ્રેમ) છે તે વાત લજ્જાથી મને કહેતી નથી, (એવા વિચારથી)-ઉત્તરકૌસલ દેશનો રાજા દિલીપ 'પોતાની સગર્ભા રાણીને કઇ કઇ વસ્તુમાં ભાવ છે-પ્રેમ છે' એ પ્રમાણે, તે રાણીની દાસીઓને વારંવાર આદરપૂર્વક એટલે પ્રેમથી પૂછતો હતો. (૫)

**उपेत्य सा दोहददुःखशीलतां, यदेव वव्रे तदपश्यदाहृतम् ।**
**न हीष्टमस्य त्रिदिवेऽपि भूपते, रभूदनासाद्यमधिज्यधन्वनः ॥६॥**

પદચ્છેદઃ-दोहदं=गार्भिणीमनोरथः=સગર્ભાવસ્થા. दोहदेन दुःखशीलता (दुःखशीलायाः भावः दुःखशीलता=દુઃખો) दोहददुःखशीलता, ताम् दोहददुःखशीलतां=સગર્ભાવસ્થાથી થતાં દુઃખોને. सा उपेत्य=सा प्राप्य=તે રાણી મેળવીને.यत् (तत्) एव सा वव्रे=જે જે વસ્તુ તે માગતી હતી. तत् आहृतम् अपश्यत्=તે ચીજને લાવેલી (તે રાણી) જોતી હતી. ज्याम् अधिरूढं अधिज्यं, अधिज्यं धनुः यस्यसः अधिज्यधन्वा तस्य अधिज्य धन्वनः-अस्य अधिज्यधन्वनः भूपतेः=જેણે ધનુષ્યની દોરી ચડાવી છે એવા આ રાજાનું. इष्टम् ઇચ્છેલું. हि=કારણકે तृतीया द्यौः त्रिदिवं-तस्मिन् त्रिदिवे. त्रिदिवे अपि=સ્વર્ગમાંપણ. न आसाद्यम् अनासाद्यं=ન મળી શકે તેવું. न अभूत्=નહોતું.

અર્થ—(આ પ્રમાણે) સગર્ભાવસ્થાના દુઃખો થવાથી તે રાણી જે માગતી હતી, તે ચીજને તે રાણી આવેલી જોતી હતી એટલે તે ચીજ તેને તુરત મળતી; કારણ કે ધનુષ્યની જેણે દોરી ચડાવી છે એવા દિલીપ રાજાની માગણી સ્વર્ગમાંથી પણ ન મળે એવું હતું નહીં-એટલે આ લોકમાં ન મળે તો સ્વર્ગમાંથી તો ચોક્કસ મળતી હતી. (૬)

**क्रमेण निस्तीर्य च दोहदव्यथां, प्रचीयमानावयवा रराज सा ।**
**पुराणपत्रापगमादनन्तरं, लतेव संनद्धमनोज्ञपल्लवा ॥ ७ ॥**

પદચ્છેદઃ-सा क्रमेण=તે રાણી ધીમે ધીમે. दोहदस्य व्यथा दोहदव्यथा ताम् दोहदव्यथां (गर्भपीडां). दोहदव्यथां निस्तीर्य (अतिक्रम्य)=

ગર્ભિણી સ્ત્રીને થતા મનોરથોથી થતી પીડાને વટીને. प्रचीयमानाः अवयवाः यस्याः सा प्रचीयमानावयवा=વૃદ્ધિ પામેલાં અગર પ્રફુલ થએલાં અવયવોવાળી તે રાણી. रराज=શોભતી હતી. पुराणानि च्युतानि पत्राणि च-पुराणपत्राणि, तेषाम् अपगमः ( ખરી પડવું તે અગર નાશ ) पुराणपत्रापगमः तस्मात् अनन्तरं ( પછી )=જુનાં પાંદડાં ખરી પડયા પછી. लता इव =જેવી રીતે વેલ. संनद्धाः ( ઉગેલાં ) मनोज्ञाः ( સુંદર ) पल्लवाः यस्याः सा संनद्धमनोज्ञ पल्लवा=જેને સુંદર નવાં પત્રો (પાંદડાઓ) ઉગેલાં છે-ફુટયાં છે એવી ( લતા ).

**અર્થ**—જુનાં પાંદડાં ખરી પડયાં પછી નવા ફુટેલાં સુંદર કુંપળો ( પાંદડા)થી જેમ વેલ શોભે છે તેમ તે રાણી સુદક્ષિણા, ગર્ભથી થતી પીડાને ધીમે ધીમે વટીને-ઓળંગીને પ્રફુલ થએલાં અવયવોવાળી ( બનીને ) શોભતી હતી. ( ૭ )

दिनेषु गच्छत्सु नितान्तपीवरं, तदीयमानीलमुखं स्तनद्वयम्।
तिरश्चकार भ्रमराभिलीनयोः, सुजातयोः पङ्कजकोशयोः श्रियम् ॥

**પદચ્છેદ:**-दिनेषु गच्छत्सु=આ પ્રમાણે દિવસો જતાં. नितान्तम् ( અત્યંત ) पीवरं ( પુષ્ટ )=अतिस्थूलम्=અત્યંત મોટા ( તે स्तनद्वयं નું વિશેષણ છે ). तस्याः इदम् तदीयम्=તે રાણીના. आनीले ( શ્યામ ) मुखे यस्य तत्-आनीलमुखं=શ્યામ મુખવાળા બે સ્તનો જેમાં છે તે. स्तनयोः द्वयम्-स्तनद्वयं=कुचयुगं=સ્તનની જોડી. भ्रमरैः अभिलीनौ ( अभिव्याप्तौ) भ्रमराभिलीनौ-तयोः-भ्रमराभिलीनयोः=ભ્રમરોથી ઘેરાઇ ગએલા ( કમળના ડોડાની ). सुजातयोः=सुंदरयोः=સારી રીતે ખીલેલા (કમળના ડોડાની. ) पङ्कजस्य कोशौ पङ्कजकोशौ तयोः पङ्कजकोशयोः=કમળના ડોડા અગર પુષ્પની-श्रियम्=शोभाम्=શોભાને. तिरश्चकार=अधरीचक्रे=તિરસ્કાર કરતી હતી.

**અર્થ**—આ પ્રમાણે દિવસો જતાં તે રાણીના અત્યંત પુષ્ટ થએલા તથા જેનાં મુખ શ્યામ થયાં હતાં એવા સ્તનની જોડી, સારી રીતે ખીલેલાં તથા જેની આસપાસ ભ્રમરો ગુંજાર કરી રહ્યા હતા તેવા બે કમળોના ડોડા અગર કમળ પુષ્પની શોભાને ( પણ ) તીરસ્કાર કરતી હતી. ( ૮ )

निधानगर्भामिव सागराम्बरां, शमीमिवाभ्यन्तरलीनपावकाम्।
नदीमिवान्तःसलिलां सरस्वतीं, नृपः ससत्त्वां महिषीममन्यत॥९॥

**પદચ્છેદ:**-नृपः=દિલીપ રાજા. सत्त्वेन सहिता ससत्त्वा ताम्-ससत्त्वाम्=गर्भिणीम्=ગર્ભવાળી. महिषीम् રાણીને अमन्यत= માનતો હતો. निधानम् गर्भे यस्याः सा निधानगर्भा ताम् निधानगर्भाम्=જેના ગર્ભમાં ભંડાર અગર ખજાનો છે એવી ( પૃથ્વી ) इव=જેવી. सागराः अम्बराणि यस्याः सा-सागराम्बरा-ताम्-सागराम्बरां=समुद्रवसनाम्=સમુદ્ર એજ જેનાં વસ્ત્રો છે એવી ( પૃથ્વી ) ( તે પછી अमन्यत શબ્દ છે એમ સમજી લેવું ). शमीम् इव ખીજડી ( શમી ) જેવું. अभ्यन्तरे ( અંદર ) लीनः ( વ્યાપ્ત ) पावकः यस्याः सा=જેની અંદર અગ્નિ વ્યાપ્ત થઈ રહેલો છે એવા ( શમી ) ના જેવું. ( ત્યાં પણ अमन्यत શબ્દ છે એવું સમજી લેવું ) अन्तः ( અંદર ) सलिलं यस्याः सा अन्तःसलिला-ताम्-अन्तःसलिलाम्=જેની અંદર પાણી છે એવી ( नदीं ) ને. नदीं सरस्वतीं इव=સરસ્વતી નદીના જેવી.

અર્થ—દિલીપ રાજા સમુદ્રરૂપી વસ્ત્ર ધારણ કરનારી પૃથ્વીને જેમ પોતાના ગર્ભમાં ભંડાર ધારણ કરનારી માનતો હતો, ખીજડીના વૃક્ષને તેના ગર્ભમાં અગ્નિ છે એવું જેમ તે માનતો હતો, તથા સરસ્વતી નદીને તેના ગર્ભમાં જળ છે એવું માનતો હતો તેમ રાણીને તેના ગર્ભમાં બીજો જીવ છે એમ માનતો હતો. ( ૯ )

प्रियानुरागस्य मनःसमुन्नतेर्भुजार्जितानां च दिगन्तसंपदाम्।
यथाक्रमं पुंसवनादिकाः क्रिया, धृतेश्च धीरः सदृशीर्व्यधत्त सः॥

**પદચ્છેદ:**-प्रियायाम् अनुरागः प्रियानुरागः तस्य प्रियानुरागस्य-प्रियानुरागस्य सदृशी=જે પ્રમાણમાં તેને તેની રાણીમાં પ્રીતિ હતી તે પ્રમાણમાં. मनसः समुन्नतिः ( ઉદારતા ) मनःसमुन्नतिः, तस्याः मनःसमुन्नतेः-मनःसमुन्नतेः सदृशी=મનની ઉદારતાના પ્રમાણમાં. भुजाभ्याम् अर्जिताः भुजार्जिताः तासाम् भुजार्जितानाम्=ભુજાઓથી મેળવેલી(સંપતિ) ના. च અને. दिशाम् अन्तः-दिगन्तः, तस्य दिगन्तस्य-दिगन्तस्य संपदः दिगन्त

संपदः, तासाम् दिगन्तसंपदाम्, दिगन्तसंपदाम् सदृशी=પૃથ્વીના છેડા સુધી-માંથી ભેળી કરેલી સંપત્તિના પ્રમાણુમાં. क्रमम् अनतिक्रम्य वर्तते इति यथाक्रमं=ક્રમ પ્રમાણે. धृतेः च सदृशी=( તે રાજા ) પોતાની ધીરજના પ્રમાણુમાં. सदृशीः=अनुरुपा=તેના જેવી. पुमान् सूयते अनेन इति पुंसवनम् =અધરણી અથવા શ્રીમન્ત. पुंसवनं आदि यासाम् ताः पुंसवनादिकाः =पुंसवनादिकाः ताः क्रियाः=શ્રીમન્ત વીગેરેની ક્રિયાઓ જેમાં મૂખ્ય છે એવી ગર્ભાધાન ક્રિયાઓને. स धीरः व्यधत्त=તે ધર્મવાન દિલીપ રાજા કરતો હતો. (૧૦).

અર્થ—તે પ્યારી રાણીમાં પોતાનો જે પ્રેમ છે તેને યોગ્ય અથવા તેના પ્રમાણુમાં, પોતાના મનની ઉદારતાના પ્રમાણુમાં, પોતાના બાહુબળથી પ્રાપ્ત કરેલી દીશાઓના છેડા સુધીથી આણેલી સંપત્તિના પ્રમાણુમાં તથા પોતાની ધીરજના પ્રમાણુમાં, શ્રીમન્તની ક્રિયા જેમાં મૂખ્ય છે એવી ગર્ભાધાનની ક્રિયા-ઓને તે ધર્મવાન્ દિલીપ રાજા કરતો હતો. (૧૦)

सुरेन्द्रमात्राश्रितगर्भगौरवात्प्रयत्नमुक्तासनया गृहागतः ।
तयोपचाराञ्जलिखिन्नहस्तया, ननन्द पारिप्लवनेत्रया नृपः ॥११॥

પદચ્છેદ:-गृहं आगतः गृहागतः-गृहागतः नृपः=રાણી વાસમાં આવેલો દિલીપ. तया ननन्द=તે રાણીથી રાજી થતો હતો. सुराणाम् इन्द्राः सुरेन्द्राः ( દિકપાલો ) तेषाम् मात्राः ( અંશો ) सुरेन्द्रमात्राः-सुरेन्द्रमात्राभिः आश्रितः सुरेन्द्रमात्राश्रितः-सुरेन्द्रमात्राश्रितश्चासौ गर्भश्च सुरेन्द्रमात्राश्रितगर्भः-तस्य गौरवं-सुरेन्द्रमात्राश्रितगर्भगौरवं-तस्मात् सुरेन्द्रमात्राश्रितगर्भगौरवात्= દિગ્પાળોના અંશોવાળા ગર્ભના ભારથી. प्रयत्नेन मुक्तं आसनं यया सा प्रयत्नमुक्तासना-तया प्रयत्नमुक्तासनया=પ્રયત્નથી એટલે માંડમાંડ આ-સન ઉપરથી ઉભી થઇ તે રાણીથી. उपचारस्य अञ्जलिः उपचाराञ्जलिः =વિવેકની ખાતર બે હાથ જોડવાનું કાર્ય. उपचाराञ्जलौ खिन्नौ हस्तौ यस्याः सा उपचाराञ्जलिखिन्नहस्ता-तया-उपचाराञ्जलिखिन्नहस्तया=વિવે-કની ખાતર હાથ જોડવા માટે પણ જેના હાથ ખિન્ન અગર અશક્ત થઇ ગયા હતા તે ( રાણી ) થી. पारिप्लुवे नेत्रे यस्याः सा पारिप्लुवनेत्रा तया-पारिप्लुवनेत्रया=જેની આંખો ચંચળ છે અગર ચકોર છે એવી રાણીથી.

અર્થ—રાણીવાસમાં તે દિલીપ રાજા આવતો ત્યારે દિગ્પાળોના અંશો-વાળા ગર્ભના ભારથી, માંડમાંડ પોતાના આસનથી ઉઠતી તે, તથા વિવેકની ખાતર હાથ જોડવાના કાર્યમાં પણ જેના હાથ અશક્ત થઈ ગયા હતા તે, તથા જેના ચંચળ નેત્રો હતાં તે રાણીથી તે રાજા પ્રસન્ન થતો હતો. (૧૧)

**कुमारभृत्याकुशलैरनुष्ठिते, भिषग्भिराप्तैरथ गर्भभर्मणि ।**
**पतिः प्रतीतः प्रसवोन्मुखीं प्रियां, ददर्श काले दिवमभ्रितामिव ॥**

**પદચ્છેદઃ**-कुमारस्य भृत्या (ચિકિત્સા)-कुमारभृत्या-कुमारभृत्यायाम् कुशलाः कुमारभृत्याकुशलाः, तैः कुमारभृत्याकुशलैः=બાળની ચિકિત્સા કરવામાં કુશળ એવા (વૈદ્યો) થી. आप्तैः=हितैः=હિતેચ્છુઓ એવા (વૈદો) થી. भिषग्भिः=वैद्यैः=વૈદોથી. अथ=તે સમયે गर्भस्य भर्म (પોષણ) गर्भभर्म-तस्मिन्-गर्भभर्मणिગર્ભનું પોષણ કરાય છે તે. अनुष्ठित=कृते सति=કરાય તોપણ. काले=दशमेमासिं=પ્રસવના સમયે. प्रसववस्य=गर्भमोचनस्य. प्रसवस्य उन्मुखी-प्रसवोन्मुखी-ताम्-प्रसवोन्मुखीं=પ્રસવની સન્મુખ થઈ છે એટલે જેને પ્રસવ થવાની હવે વાર નથી તે રાણીને. प्रियां=તે પ્યારી રાણીને. प्रतीतः पतिः=પ્રસન્ન પતિ (દિલીપ) ददर्श=दृष्टवान्=જોતો હતો. दिवम् इव=આકાશની માફક. अभ्राणि संजातानि यस्याम् सा अभ्रिता ताम् अभ्रिताम्=વાદળાંથી ભરપૂર (આકાશ) ને.

અર્થ—ચોમાસુ બેસતાં એટલે વરસાદને યોગ્ય સમયે, વાદળાંથી ભરપુર આકાશને જોઇને જેમ માણુસો પ્રસન્ન થાય છે તેમ, બાળકોની ચિકિત્સામાં કુશળ વૈદ્યોથી ગર્ભના પોષણ માટે જેવી જોઈએ તેવી ક્રિયા થયા પછી યોગ્ય સમયે-એટલે દસમે માસે-(સંતાનની આશામાં) પ્રસન્ન રહેતો એવો દિલીપ રાજા, જેને પ્રસવ થવાની હવે વાર નથી એવી પોતાની પ્યારી સ્રીને જોતો હતો. (૧૨)

**ग्रहैस्ततः पञ्चभिरुच्चसंश्रयैरसूर्यगैः सूचितभाग्यसंपदम् ।**
**असूत पुत्रं समये शचीसमा, त्रिसाधनाशक्तिरिवार्थमक्षयम् ॥**

**પદચ્છેદઃ**-ततः=પછી पञ्चभिः ग्रहैः=પાંચ ગ્રહોથી. उच्चः संश्रयः (સ્થાન) येषाम् ते उच्चसंश्रयाः तैः उच्चसंश्रयैः=ઉંચા સ્થાનવાળા (ગ્રહો) થી. सूर्यम् न गच्छन्ति इति असूर्यगाः तैः असूर्यगैः સૂર્યપ્રતિ નહીં જતા

( ગ્રહો ) થી. सूचिता भाग्यस्य संपद् यस्य सः सूचितभाग्यसंपद् तम् सूचितभाग्यसंपदम्=જેના ભાગ્યની સંપત્તિ જણાઇ છે એવા ( પુત્ર ) ને. शच्यासमा-शचीसमा=ઇંદ્રાણી જેવી તે રાણીએ. समये पुत्रं असूत=યોગ્ય સમયે પુત્રને જન્મ આપ્યો. त्रिणि साधनानि यस्याः सा त्रिसाधना=ત્રણ સાધનવાળી એટલે પ્રભુ, મંત્ર અગર વિચાર, અને ઉત્સાહ એવા ત્રણ સાધનવાળી-પ્રભુ એટલે સામર્થ્ય અગર બળ સમજવું. त्रिसाधनाशक्तिः इव=ત્રણ સાધનવાળી શકિતની માફક. अक्षयम् अर्थम्=ફતેહ, વિજય.

**અર્થ**—જેમ ત્રણ સાધનવાળી શકિત વિજયને જન્મ આપે છે તેમ, ઉંચા સ્થાનમાં રહેલા તથા સૂર્ય તરફ જેમની ગતિ નથી એવા ગ્રહોથી, જેના ભાગ્યની સંપત્તિ સમજાણી હતી એવા પુત્રને, તે ઇંદ્રાણી જેવી રાણીએ સમય થતાં જન્મ આપ્યો.

**दिशः प्रसेदुर्मरुतो ववुः सुखाः, प्रदक्षिणार्चिर्हविरग्निराददे ।**
**बभूव सर्वं शुभशंसि तत्क्षणं, भवो हि लोकाभ्युदयाय तादृशाम् ॥**

**પદચ્છેદ:**-दिशः प्रसेदुः ( प्रसन्नाः ) बभूवुः=દિશાઓ નિર્મળ અગર પ્રસન્ન જણાતી હતી. मरुतः ( वाताः ) सुखाः ( मनोहराः ) ववुः= પવનો મનને આનંદ મળે તેવી રીતે વાતા હતા. प्रदक्षिणा ( જમણી તરફ ) अर्चिः ( જવાળા ) यस्य सः प्रदक्षिणार्चिः=જેની જમણી તરફ જવાળા હતી એવી ( અગ્નિ ). अग्निः हविः आददे=અગ્નિ હોમવાના પદાર્થોને ગ્રહણ કરતી હતી. तस्मिन् क्षणे तत्क्षणं ( जन्म समये )=જ્યારે પુત્રનો જન્મ થયો ત્યારે. सर्वं शुभशंसि ( शुभसूचकं=મંગળમય ) बभूव= તમામ મંગળમય બન્યું. हि=કારણ કે. तादृशाम् ( रघुप्रकाराणाम् ) તેના જેવા ( એટલે રઘુના જેવાના ) भवः (जन्म)=રઘુના જેવા સમર્થ પુરૂષોનો જન્મ. लोकस्य अभ्युदयः लोकाभ्युदयः तस्मै-लोकाभ्युदयाय (परोपकाराय) =પરના કલ્યાણ માટે. (૧૪)

**અર્થ**—રઘુના જેવા સમર્થ પુરૂષોનો જન્મ લોકોના કલ્યાણને માટેજ હોય છે તેથી જે વખતે એટલે તેનો જન્મ થયો તે વખતે દિશાઓ નિર્મળ અગર પ્રસન્ન જણાતી હતી, મનને સુખ મળે તેવા પવનો વાતા હતા, અગ્નિ કે જેની જ્વાળા જમણી તરફ હતી તે અગ્નિ હોમવાના દ્રવ્યને ગ્રહણ કરતી હતી—એ પ્રમાણે સર્વ શુભસૂચક બન્યું હતું.

**अरिष्टशय्यां परितो विसारिणा, सुजन्मनस्तस्य निजेन तेजसा ।**
**निशीथदीपाः सहसा हतत्विषो, बभूवुरालेख्यसमर्पिता इव ।१५।**

**પદચ્છેદ:**-अरिष्टं=सुतिकागृहम् अरिष्टे शय्या-अरिष्टशय्या ताम्-अरिष्टशय्यां=સુવાવડના ખાટલાની. परितः=આસપાસ. शोभनं जन्म यस्य सः सुजन्मा-तस्य-सुजन्मनः-तस्य सुजन्मनः=તે સારા જન્મવાળા (બાળક) ના. विसारिणा निजेन तेजसा=ફેલાતા તેના પોતાના તેજથી. निशीथदीपाः =अर्धरात्रप्रदीपाः=અરધી રાત્રિના દીવા. सहसा=એકદમ. हता त्विट् (કાન્તી) येषाम् ते हतत्विषः=क्षीणकान्तयः=હણાઇ ગએલા તેજવાળા એટલે ઝાંખા. बभूवुः=થતા હતા. आलेख्ये समर्पिताः-आलेख्यसमर्पिताः इव=જાણે ચિત્રમાં આળેખેલા હોય તેવા.

અર્થ—સુવાવડના ખાટલાની આસપાસ, તે સારા જન્મવાળા બાળકના-પોતાના ફેલાતા તેજથી, અરધીરાત્રીના દીવાઓ, એકદમ જાણે ચિત્રમાં આલેખેલા હોય તેવી રીતે ઝાંખા બન્યા હતા.

**जनाय शुद्धान्तचराय शंसते, कुमारजन्मामृतसंमिताक्षरम् ।**
**अदेयमासीत्रयमेव भूपतेः, शशिप्रभं छत्रमुभे च चामरे ॥१६॥**

**પદચ્છેદ:**-अमृतेन संमितानि (તુલ્ય) अक्षराणि यस्य तत् अमृतसंमिताक्षरम्. कुमारस्य जन्म कुमारजन्म तत्. कुमारजन्म अमृतसंमिताक्षरम्= 'કુંવરનો જન્મ' એટલાજ અમૃત તુલ્ય અક્ષરને. शंसति इति शंसत्-तस्मै शंसते=કહેતા (માણુસ) ને. शुद्धान्तम् (રાણીવાસ)चरति इति शुद्धान्तचरः तस्मै-शुद्धांतचराय=રાણીવાસમાં જતા આવતા. जनाय=જનને. दातुम् योग्यं देयं, न देयं अदेयं=નહીં આપવા યોગ્ય. त्रयम् एव=માત્ર ત્રણ. भूपतेः त्रयम् एव अदेयं आसित्=રાજા પાસે માત્ર ત્રણ ન આપી શકાય તેવા હતા. शशिनः प्रभा इव प्रभा यस्य तत् शशिप्रभं (उज्ज्वलं=સફેદ)= ચંદ્રની કાન્તિના જેવું સફેદ. छत्रं=છત્ર. उभे चामरे च=તથા બે ચામરો.

અર્થ—'કુમારનો જન્મ' (થયો) એટલાજ અમૃતતુલ્ય અક્ષરોને બોલતા અંતપુરમાં જતા આવતા માણુસને-એટલે આવી શુભ વધામણી લાવનારને આપવા માટે, ચંદ્રની કાન્તી જેવું સફેદ છત્ર તથા બે ચામરો એ પ્રમાણે ત્રણ ચીજો સિવાય, ન આપી શકાય એવું તે રાજા પાસે કાંઈ નહોતું. તાત્પર્ય

તે એટલો બધો ખુશી થયો હતો કે રાજ્ય ચિન્હો સિવાય જે માગે તે આપવા તૈયાર હતો.

**निवातपद्मस्तिमितेन चक्षुसा, नृपस्य कान्तं पिबतः सुताननम्।**
**महोदधेः पूर इवेन्दुदर्शनाद्, गुरुः प्रहर्षः प्रबभूव नात्मनि॥१७॥**

**પદચ્છેદ:**—निर्गतः वातः यस्मात् सः निवातः=પવન વિનાનો પ્રદેશ. निवाते पद्मम्—निवातपद्मम्—निवातपद्मम् इव स्तिमितं—निवातपद्म स्तिमितं—तेन—निवातपद्म स्तिमितेन. निवातपद्मस्तिमितेन चक्षुषा=પવન વિનાના પ્રદેશમાં જેમ કમળ સ્થિર રહે છે તેના જેવી સ્થિર આંખથી. कान्तम् =सुदरं=સુંદર. सुतस्य आननं सुताननम्=पुत्रमुखं=પુત્રના મુખને. पिबति इति पिबन् तस्य पिबतः=तृष्णया पश्यतः=આતુરતાથી જોતા (રાજા)ના. नृपस्य=રાજાના. गुरुः प्रहर्षः=उत्कटः आनन्दः=ઘણો આનંદ. आत्मनि= હૃદયમાં. न प्रबभूव=માતો નહોતો. इन्दोः दर्शनं तस्मात् इन्दुदर्शनात्= ચંદ્રના દર્શનથી. महाश्चासौ उदधिश्च महोदधिः तस्य महोदधेः—महोदधेः पुरः इव—મોટા સમુદ્રની ભરતીની માફક.

અર્થ—જેમ ચંદ્રના દર્શનથી મોટા સમુદ્રની ભરતી તે સમુદ્રમાં સમાતી નથી તેમ, પવન વિનાના પ્રદેશમાં સ્થિર થએલા પદ્મની માફક સ્થિર આંખથી, પુત્રના સુંદર મુખને આતુરતાથી જોતા તે રાજાનો મોટો આનંદ તેના હૃદયમાં સમાતો નહોતો.

**स जातकर्मण्यखिले तपस्विना, तपोवनादेत्य पुरोधसा कृते।**
**दिलीपसूनुर्मणिराकरोद्भवः, प्रयुक्तसंस्कार इवाधिकं बभौ॥१८॥**

**પદચ્છેદ:**—सः दिलीपसुनुः=દિલીપનો તે પુત્ર. तपस्विना पुरोधसा (पुरोहितेन)=તપસ્વી એવા વસિષ્ઠ ગુરૂથી. तपोवनात्=તપોવનમાંથી. एत्य=आगत्य=આવિને. आखिले=समग्रे=તમામ. जातस्य कर्म—जातकर्म—तस्मिन् जातकर्मणि=જન્મ વખતે કરવા જોઈતા કર્મમાં. कृते=(કર્મ) કર્યા પછી. आकरात् उद्भवः यस्य सः आकरोद्भवः=ખાણમાંથી નીકળેલા. मणिः इव=મણિની માફક. प्रयुक्तः संस्कारः यस्य सः—प्रयुक्तसंस्कारः=જેને સંસ્કાર થયો છે એવો (મણી). अधिकं बभौ=અધિક શોભા આપતો હતો.

અર્થ—ખાણમાંથી નિકળેલો મણિ જેમ સંસ્કાર પાડયા પછી—પાસા પાડયા પછી—વધારે પ્રકાશે છે તેમ દિલીપ રાજાનો તે બાળક-પુત્ર, વસિષ્ટ ગુરૂએ તપોવનથી આવીને જન્મ થયા પછી જે યોગ્ય ક્રિયા કરવી જોઇએ તે ક્રિયા કર્યા પછી અથવા કર્યાથી, વધારે પ્રકાશ આપવા લાગ્યો.

सुखश्रवा मङ्गलतुर्यनिस्वनाः, प्रमोदनृत्यैः सह वारयोषिताम् ।
न केवलं सद्मनि मागधीपतेः, पथि व्यजृम्भन्त दिवौकसामपि ॥

પદચ્છેદ:-सुखः ( सुखकरः ) श्रवः ( श्रवणं ) येषाम् ते सुखश्रवाः= જેનું શ્રવણ સુખકારી છે એવા. मङ्गलानि च तानि तूर्याणि च मङ्गल-तूर्याणि—मङ्गलतूर्याणाम् निस्वनाः ( શબ્દો ). मङ्गलतूर्यनिस्वनाः=મંગળકારી વાજાંઓના શબ્દો. वाराणाम् योषितः वारयोषितः ( જાર પુરૂષોની સ્ત્રીઓ એટલે વેશ્યાઓ )-तासाम् वारयोषिताम्=वेश्यानाम्=વેશ્યાઓના. प्रमोदेन नृत्यानि प्रमोदनृत्यानि तैः, प्रमोदनृत्यैः सह=આનંદ યુક્ત નાચોથી સાથે. मागध्याः पतिः मागधीपतिः तस्य मागधीपतेः=દિલીપના. न केवलं सद्मनि માત્ર દરબારમાંજ નહીં—એટલે તમામ ઠેકાણે. द्यौः ( સ્વર્ગ ) ओकः ( સ્થાન ) येषाम् ते—दिवौकसः तेषाम् दिवौकसाम्=देवानाम्=દેવોના. पथि अपि=માર્ગમાં પણ. व्यजृम्भंत= વાગતા હતા ( वि+अ+जृम्भ् ). (૧૯)

અર્થ—વેશ્યાઓના આનંદયુક્ત નાચો સાથે કાનને આનંદ આપે એવા મંગળ વાજાંઓના શબ્દો—અવાજો—મગધદેશના રાજાની પુત્રીના પતિ એવા દિલીપના રાજ્યમહેલમાંજ માત્ર વાગતા નહોતા પણ દેવતાઓના રસ્તામાં એટલે આકાશમાં પણ વાગતા હતા.

न संयतस्तस्य बभूव रक्षितुर्विसर्जयेद्यं सुतजन्महर्षितः ।
ऋणाभिधानात्स्वयमेव केवलं, तदा पितॄणां मुमुचे स बन्धनात् ॥

પદચ્છેદ:-तस्य रक्षितुः=તે રક્ષણ કરવાવાળા દિલીપને. संयतः =બંદિવાન, કેદી. न बभूव=નહોતો. सुतस्य जन्म-सुतजन्म-तेन-हर्षितः सुतजन्महर्षितः=પુત્રના જન્મથી હર્ષ પામેલો તે દિલીપ. यम् विसर्जयेत् =જેને મુક્ત કરે—છોડી મૂકે. ऋणं अभिधानम् यस्य तत् ऋणाभिधानम्—तस्मात्—ऋणाभिधानात् ( જેનું નામ ઋણ તેનાથી ). ऋणाभिधानात्

बन्धनात्=જેનું નામ ઋણ છે એવા ( પિતૃઓના ) બંધનમાંથી. पितॄणाम्=પિતૃઓના. स्वयम् एव केवलं=પોતાનેજ માત્ર. तदा=તે વખતે. सः मुमुचे=તેણે મુક્ત કર્યાં.

**અર્થ**—પુત્રકા જન્મથી હર્ષ પામેલા તે દિલીપને ( દિલીપના રાજ્યમાં ) જેને તે મુકત કરે એવો બંધીવાન અગર કેદી કોઇ નહોતો—તાત્પર્ય તે પ્રજાના ઘણીજ સારી રીતે રક્ષા કરતો હતો તેથી કોઇ ચોરી કરી શકતું નહીં એટલે કોઈને બંદિવાન થવાનો સંભવજ નહોતો—જેનું નામ ઋણ છે એવા પિતૃઓના બંધનથી તે રાજાએ તે વખતે માત્ર પોતાનેજ મુક્ત કર્યો. (૨૦)

**श्रुतस्य यायादयमन्तमर्भकस्, तथा परेषां युधि चेति पार्थिवः ।**
**अवेक्ष्य धातोर्गमनार्थमर्थविच्, चकार नाम्ना रघुमात्मसंभवम् ॥**

**પદચ્છેદઃ**—अयम् अर्भकः=આ બાળક. श्रुतस्य अन्तम्=શાસ્ત્રના પારને. यायात्=પામે. तथा તથા. युधि परेषाम् अन्तम्=યુદ્ધમાં શત્રુઓના અન્તને (પામે). अर्थवित् ( शब्दार्थज्ञः ) पार्थिवः=અર્થને સમજનાર દિલીપે ( अर्थं वेत्ति इति अर्थवित् ). धातोः गमनार्थं=ધાતુના ગતિ અર્થને अवेक्ष्य= જાણીને. आत्मनः संभवः यस्य सः आत्मसंभवः तम्—आत्मसंभवं=पुत्रं= પુત્રને. रघुम् नाम्ना चकार=રઘુ નામનો બનાવ્યો એટલે રઘુ એવું નામ આપ્યું—પાડયું. रघुः શબ્દમાં મૂળધાતુ लघि, તેનો અર્થ—'ગમન કરવું' એવો થાય છે—પછી लघि ધાતુ ઉપરથી रघू અને તેના ઉપરથી रघुः શબ્દ થયો છે. रघु=એટલે ગમન કરનાર અગર પારને પામનાર.

**અર્થ**—આ બાળક શાસ્ત્રનાપારને પામશે તથા યુદ્ધમાં શત્રુઓના પારને ( પણ ) પામશે એવું સમજીને શબ્દના અર્થને જાણુવાવાળા તે દિલીપ રાજાએ, 'રઘુ' શબ્દમાં સમાએલી લઘિ ધાતુ કે જેનો અર્થ 'ગમન કરવું' એવો થાય છે તે ધાતુ ઉપરથી પોતાના પુત્રને 'રઘુ' એવું નામ આપ્યું—પાડયું.

**पितुः प्रयत्नात्स समग्रसंपदः, शुभैः शरीरावयवैर्दिने दिने ।**
**पुपोष वृद्धिं हरिदश्वदीधिते,रनुप्रवेशादिव बालचन्द्रमा ॥२२॥**

**પદચ્છેદઃ**—समग्राः संपदः यस्य सः समग्रसंपद् तस्य—समग्रसंपदः—समग्रसंपदः पितुः=ઘણી સમૃદ્ધિવાળા તે પિતાના ( દિલીપના ). प्रयत्नात् =કાળજીથી. शरीरस्य अवयवाः शरीरावयवाः तैः शरीरावयवैः—शुभैः शरी-

रावयवैः=સુંદર શરીરના અવયવોથી. दिने दिने=દિન પ્રતિદિન. सः वृद्धिं पुपोष=તે બાળક વૃદ્ધિને પામતો હતો-મોટો થતો હતો. हरितः (લીલા રંગના) अश्वाः यस्य सः हरिदश्वः=સૂર્ય. हरिदश्वस्य दीधितिः (કિરણુ) हरिदश्वदीधितिः तस्याः-हरिदश्वदीधितेः=સૂર્યના કિરણુના. अनुप्रवेशात्=પેસવાથી. बालश्चासौ चंद्रमाश्च बालचद्रमाः=બાલ ચંદ્ર.

અર્થ—સૂર્યના કિરણુના પેસવાથી એટલે મળવાથી (શુકલપક્ષનો) ચંદ્રમા (દિનપતિદિન) જેમ વધતો જાય છે તેમ સમગ્રસંપત્તિવાળા દિલીપ રાજારૂપ પિતાની સંભાળથી, તે બાળક શરીરના સુંદર અવયવોથી દિનપ્રતિદિન વૃદ્ધિ પામતો હતો-મોટો થતો હતો.

**उमावृषाङ्कौ शरजन्मना यथा, यथा जयन्तेन शचीपुरंदरौ ।**
**तथा नृपः सा च सुतेन मागधी, ननन्दतुस्तत्सदृशेन तत्समौ ॥**

પદચ્છેદ:-यथा=જેવી રીતે. उमा च वृषाङ्कश्च-उमावृषाङ्कौ=પાર્વતી તથા મહાદેવજી. शरात् (એક જાતનું ઘાસ) जन्म यस्य सः शरजन्मा, तेन शरजन्मना=कार्तिकेयेन=કાર્તિકસ્વામીથી. (ननन्दतुः=રાજી થતા હતા) यथा જેવી રીતે. जयन्तेन=ઇંદ્રના પુત્રથી. शची च पुरंदरश्च शचीपुरंदरौ=ઇંદ્રાણી તથા ઇંદ્ર. (ननन्दतुः=રાજી થતા હતા.) तथा=તે પ્રમાણે. नृपः सा मागधी च=રાજા અને તેની રાણી-માગધી. तैः समौ तत्समौ=શંકર તથા પાર્વતીના જેવા અગર ઇંદ્ર તથા ઇંદ્રાણીના જેવા. (તે રાજા રાણી). ताभ्याम् सदृशः तत्सदृशः तेन तत्सदृशेन=કાર્તિક સ્વામી અગર જયન્તના જેવા सुतेन=પુત્રથી.

અર્થ—જેમ પાર્વતી અને શંકર કાર્તિકસ્વામીથી એટલે કાર્તિકસ્વામીને જોઇને રાજી થતા હતા તથા ઇંદ્રાણી અને ઇંદ્ર જયંતને જોઇને રાજી થતા હતા તેમ પાર્વતી તથા શંકર અને ઇંદ્રાણી તથા ઇંદ્રના સમાન તે માગધી રાણી તથા રાજા, કાર્તિકસ્વામી અગર જયન્ત સરખા પુત્રને જોઇને રાજી થતા હતા. (૨૩)

**रथाङ्गनाम्नोरिव भावबन्धनं, बभूव यत्प्रेम परस्पराश्रयम् ।**
**विभक्तमप्येकसुतेन तत्तयोः, परस्परस्योपरि पर्यचीयत ॥२४॥**

પદચ્છેદ:-रथाङ्गं (ચક્ર) नाम यस्य सः रथाङ्गनामा-रथाङ्गंनाम यस्याः सा रथाङ्गनाम्नी=ચક્રવાક અને ચક્રવાકી.रथाङ्गनामा च रथाङ्गनाम्नी

च रथाङ्गनामानौ तयोः-रथाङ्गनाम्नोः=ચક્રવાક તથા ચક્રવાકી એ બેઉ પક્ષીના જોડાનો. यत् प्रेम ( મુળશબ્દ प्रेमन् )=જે પ્રેમ. परस्पराश्रयम्= એક બીજાના આશ્રયવાળા ( પ્રેમ )ને. भावस्य बन्धनं भावबन्धनम्=ભાવ અગર પ્રેમનું બંધન. एकश्चासौ सुतश्च एकसुतः तेन एकसुतेन=એક પુત્રથી. विभक्तं=વહેંચાએલા. विभक्तम् अपि=વહેંચાએલો પણ. यत् प्रेम तत्= જે પ્રેમ છે તે. परस्परस्य उपरि=પરસ્પરના ઉપર. तयोः परस्परस्योपरि= તે બન્નેના ઉપર. पर्यचीयत=( परि+चि ) વૃદ્ધિ પામતો હતો.

અર્થ—ચક્રવાક અને ચક્રવાકી નામના પક્ષિના ભાવ (પ્રેમ) ના બંધનની માફક, તે રાજા તથા રાણીનો પરસ્પરને આશરે રહેલો જે પ્રેમ હતો તે પ્રેમ પુત્રથી એટલે પુત્રના જન્મ પછી વહેંચાયેલો હતો તોપણ એક બીજાના ઉપર વધતો જતો હતો. (સંતાન થયા પછી ધણી ધણીયાણીનું અરસપરસ હેત કમી થવા સંભવ છે તે પણ આ રાણી તથા રાજા વચ્ચે બન્યું નહોતું, એમ કહેવાનો ભાવ છે ).

उवाच धात्र्या प्रथमोदितं वचो, ययौ तदीयामवलम्ब्य चाङ्गुलिम्।
अभूच्च नम्रः प्रणिपातशिक्षया, पितुर्मुदं तेन ततान सोऽर्भकः॥

પદચ્છેદ:-धात्री=ધાવમાતા. धात्र्या=ધાવમાતાથી. प्रथमम् तत् उदितञ्च प्रथमोदितं-प्रथमोदितं वचः=પ્રથમ બોલાએલું વચન. सः अर्भकः उवाच=તે બાળક બોલ્યો, અથવા બોલતો હતો. तस्याः इयम् तदीया, ताम् तदीयाम्-तदीयाम् अङ्गुलिम्=તે ( ધાવમાતા ) ની આંગળીને. अवलम्ब्य= થોભીને. (सः अर्भकः) ययौ=(તે બાળક) ચાલતો હતો. प्रणिपातस्य (વિનયની) शिक्षा ( ઉપદેશ )-प्रणिपातशिक्षा तया प्रणिपातशिक्षया=વિનયની શીખામણથી-બોધથી. ( सः अर्भकः ) नम्रः अभूत्=( તે બાળક ) નમ્ર બન્યો. च=અને. तेन=તે કારણથી. पितुः मुदं=પિતાના હર્ષને. सः अर्भकः ततान=તે બાળક વધારતો હતો.

અર્થ—જે શબ્દ ધાવમાતા પ્રથમ બોલી તેજ શબ્દ તે બાળક બોલતો હતો, તેણીની આંગળી થોભીને અગર પકડીને તે ચાલતો હતો તથા વિનયના બોધથી તે નમ્ર થતો હતો-ઉપર જણાવ્યા કારણથી-અથવા ઉપર જણાવ્યા પ્રમાણે-તે બાળક પિતાના હર્ષને વધારતો હતો. (૨૫)

तमङ्कमारोप्य शरीरयोगजैः, सुखैर्निषिञ्चन्तमिवामृतं त्वचि ।
उपान्तसंमीलितलोचनो नृपश्चिरात्सुतस्पर्शरसज्ञतां ययौ ॥२६॥

પદચ્છેદ:-शरीरस्य योगः शरीरयोगः (આલિંગન)-शरीरयोगात् जातानि (ઉત્પન્ન થએલા) शरीरयोगजानि तैः शरीरयोगजैः=શરીરના સ્પર્શથી ઉત્પન્ન થતા (સુખો) થી. सुखैः=સુખોથી. त्वचि=ચામડીમાં. अमृतं निषिञ्चन्तं इव-निषिञ्चन्तमिवामृतं=જાણે અમૃતનો છંટકાવ થતો હોય તેમ. तम् अङ्कम् आरोप्य=તેને ખોળામાં બેસાડીને. उपान्ते (સમીપમાં) संमीलिते (મીંચેલા) लोचने येन सः उपान्तसंमीलितलोचनः (नृपः)=જેણે નજદીકમાં (આંખોના ખુણા પાસે) નેત્રો મીંચેલા હતા એવો દિલીપ चिरात्=લાંબા વખતથી. सुतस्य स्पर्शः सुतस्पर्शः तस्य रसः सुतस्पर्शरसः तम् जानाति इति सुतस्पर्शरसज्ञः-सुतस्पर्शरसज्ञस्य भावः सुतस्पर्शरसज्ञता-ताम् सुतस्पर्शरसज्ञताम्=પુત્રના સ્પર્શથી જે આનંદ થાય તે આનંદને ययौ=પામતો હતો.

અર્થ—(હર્ષથી) જેની આંખના ખુણાઓ મીંચેલા છે એવો દિલીપ રાજા, તે બાળકને પોતાના ખોળામાં બેસાડીને, શરીરના સ્પર્શને લીધે એટલે આલીંગનથી થતાં સુખો વડે ચામડીમાં જાણે અમૃતનો છંટકાવ થતો હોય તેમ, લાંબા વખત સુધી પુત્રના સ્પર્શથી થતા આનંદના જ્ઞાનને પામ્યો એટલે અનુભવવા લાગ્યો.

अमंस्त चानेन परार्ध्यजन्मना, स्थितेरभेत्ता स्थितिमन्तमन्वयम् ।
स्वमूर्तिभेदेन गुणाग्र्यवर्तिना, पतिः प्रजानामिव सर्गमात्मनः ॥

પદચ્છેદ:-स्थितेः=મર્યાદાના, भिनत्ति इति भेत्ता, न भेत्ता इति अभेत्ता=નહીં ભેદનાર, નહીં ઉલ્લંઘન કરનાર. पराध्यम् (શ્રેષ્ઠ) जन्म यस्य सः पराध्यजन्मा तेन-पराध्यजन्मना=જેનો જન્મ શ્રેષ્ઠ છે તેવા. अनेन=આ પુત્રથી. स्थितिमन्तम् अन्वयम्=લાંબો કાળ પહોંચે તેવો અને પ્રતિષ્ઠાવાળો બને તેવા વંશને. (स्थितिः अस्ति अस्य स्थितिमान् तम् स्थितिमन्तम्=પ્રતિષ્ઠાવાન). अमंस्त=માનતો હતો. स्वस्य मूर्तिः स्वमूर्तिः स्वमूर्तेः भेदः स्वमूर्तिभेदः तेन स्वमूर्तिभेदेन=પોતાની મૂર્તિના ભેદથી, गुणेषु अग्र्यम् गुणाग्र्यम्-गुणाग्र्येण वर्तते इति गुणाग्र्यवर्ती, तेन गुणाग्र्यवर्तिना

સાત્વિક ગુણથી વર્તનાર એવા વિષ્ણુથી. प्रजानाम् पतिः=બ્રહ્મા. इव= માફક. आत्मनः सर्गम्=પોતાની પ્રજાને.

અર્થ—પોતાના રૂપથી જુદા રૂપવાળા, તથા સાત્વિક અંશને ધારણ કરનાર વિષ્ણુથી, બ્રહ્મા જેમ પોતાની પ્રજાને પ્રતિષ્ઠાવાન માને છે તેમ, મર્યાદાનું પાલન કરનાર દિલીપ રાજા આ બાળક કે જેનો શ્રેષ્ઠ જન્મ છે તેનાથી ( પોતાના ) વંશને પતિષ્ઠાવાન અગર લાંબોકાળ સ્થિતિ રહે એવો માનતો હતો.

स वृत्तचूलश्चलकाकपक्षकै, रमात्यपुत्रैः सवयोभिरन्वितः ।
लिपेर्यथावद्ग्रहणेन वाङ्मयं, नदीमुखेनेव समुद्रमाविशत् ॥२८॥

પદચ્છેદઃ-सः=તે બાળક. वृत्ता ( થએલું છે ) चूला ( પ્રથમ મુંડન ) यस्य सः वृत्तचूलः=જેણે પ્રથમ માથે મુંડન કરાવ્યું છે એવો બાળક. चलाः काकपक्षाः येषाम् ते चलकाकपक्षकाः तैः चलकाकपक्षकैः= જેના માથાના ટુંકા ટુંકા વાળ-જુલફા ઉડી રહ્યાં છે તે ( બાળકો ) થી अमात्यानाम् पुत्राः अमात्यपुत्राः तैः अमात्यपुत्रैः=કારભારીના બાળકોથી समानं वयः येषाम् ते-सवयसः तैः सवयोभिः=સરખી વયના ( બાળકો ) થી अन्वितः=યુકત-ઘેરાઇને. लिपेः=અક્ષર માત્રાનું यथावत्=યથાયોગ્ય. ग्रहणेन=ગ્રહણ કરવાથી-ભણવાથી. वाचाम् विकारः ( ફેલાવો ) वाङ्मयं= શાસ્ત્રમાં. आविशत् પેસતો હતો. नद्याः मुखं नदीमुखं-तेन नदीमुखे न= નદીના મુખવડે. समुद्रम् इव=જેમ સમુદ્રમાં.

અર્થ—માથા ઉપર પ્રથમજ જેણે મુંડન કરાવ્યું છે એવો તે બાળક અમાત્યોના સમાન વયના તથા બાબરીયા વાળ વાળા પુત્રો સાથે ( અથવા પુત્રોથી ઘેરાઇને ), નદીના મુખદ્વારા જેમ સમુદ્રમાં પેસાય છે તેમ, અક્ષર તથા માત્રાદ્વારા એટલે અક્ષર તથા માત્રા બરાબર ભણીને શાસ્ત્રમાં પ્રવેશ કરતો હતો.

अथोपनीतं विधिवद्विपश्चितो, विनिन्युरेनं गुरवो गुरुप्रियम् ।
अवन्ध्ययत्नाश्च बभुवुरत्र ते, क्रिया हि वस्तूपहिता प्रसीदति ॥

પદચ્છેદઃ-अथ પછી. विधिवत् उपनीतं=વિધી પ્રમાણે ઉપવીત આપેલા પુત્રને. गुरुः प्रियः यस्य सः गुरुप्रियः तम् गुरुप्रियम्-एनं गुरुप्रियम्=

ગુરૂ જેને વ્હાલા છે એવા આ રઘુને. विपश्चितः=વિદ્વાન. गुरवः=ગુરૂઓ. विनिन्युः=ભણાવતા હતા. ते=તે ગુરૂઓ. अत्र=આ રઘુને વિષે. अवन्ध्यः यत्नः येषाम् ते अवन्ध्ययत्नाः-अवन्ध्ययत्नाः ते बभूवुः=ગુરૂઓ સફળ યત્નેવાળા થતા હતા. हि=કારણ કે. वस्तुनि उपाहिता (યોજેલી, સ્થાપેલી) क्रिया=યોગ્ય પાત્રમાં યોજેલી ક્રિયા અગર અહીં બોધ અગર ઉપદેશ. प्रसीदति=ફળે છે.

અર્થ—વિધિ પ્રમાણે ઉપવીત અપાએલા તથા ગુરૂ જેને, વ્હાલા છે એવા આ (રઘુ પુત્ર)ને, વિદ્વાન્ ગુરૂઓ ભણાવતા હતા; અને જેમ યોગ્યપાત્રમાં કરેલી ક્રિયા ફળીભૂત થાય છે તેમ આ રઘુવિષે એટલે આ રઘુને ભણાવવામાં, તે ગુરૂઓ સફળ યત્નવાળા થયા હતા.

धियः समग्रैः स गुणैरुदारधीः, क्रमाच्चतस्रश्चतुरर्णवोपमाः ।
ततार विद्याः पवनातिपातिभिर्दिशो हरिद्भिर्हरितामिवेश्वरः ॥

પદચ્છેદ:-धियः=બુદ્ધિના. समग्रैः गुणैः=સમગ્ર ગુણોથી. उदारा धीः यस्य सः उदारधीः-उदारधीः सः=ઉદાર બુદ્ધિવાળો તે. क्रमात्=ધીમે ધીમે. चतस्रः विद्याः=ચાર વિદ્યાને. चत्वारः अर्णवाः उपमा यासाम् ताः चतुरर्णवोपमाः=ચાર સમુદ્ર જેવી વિસ્તાર વાળી (વિદ્યા) ને. ततार=તરતો હતો, ભણતો હતો. पवनं अतिपतन्ति इति पवनातिपातिनः (પવનને ઉલંઘન કરે તે) तैः-पवनातिपातिभिः=પવનને ઉલંઘન કરતા (અશ્વો) વડે. हरिद्भिः (સૂર્યના) અશ્વોવડે. हरिताम् (દિશાઓના) ईश्वरः इव=દિશાઓના ઇશ્વર એટલે સૂર્યની માફક. दिशः=દિશાઓને જેમ (તરે છે).

અર્થ—સૂર્ય જેમ પોતાના પવનને કાપતા એટલે પવનવેગી અશ્વોથી દિશાઓને તરે છે એટલે દિશાઓના પારને પામે છે તેમ, બુદ્ધિના સમગ્ર ગુણો વડે, તે ઉદાર બુદ્ધિવાળો (દિલીપનો પુત્ર રઘુ), ધીમે ધીમે ચાર સમુદ્ર જેવી વિશાળ ચાર વિદ્યાના પારને પામતો હતો.

त्वचं स मेध्यां परिधाय रौरवी, मशिक्षतास्त्रं पितुरेव मंत्रवत् ।
न केवलं तद्गुरुरेकपार्थिवः, क्षितावभूदेकधनुर्धरोऽपि सः ॥३१॥

પદચ્છેદ:-सः=તે રઘુ. रुरोः इय रौरवी-ताम्-रौरवीम्=મૃગ સબંધી

એટલે મૃગનું. मेध्यां ( પવિત્ર ) रौरवीम् त्वचं=પવિત્ર મૃગના ચામડાને. विधाय=ધારણ કરીને. मन्त्रः अस्ति अस्य मन्त्रवत्-मन्त्रवत् तत् अस्त्रं=મન્ત્ર ભણીને નાંખવાનાં (ફેંકવાનાં) અસ્ત્રને. पितुः एव अशिक्षत=પિતા પાસે જ શીખતો હતો. तस्य गुरुः तद्गुरुः-सः तद्गुरुः=તે તે રઘુનો ગુરૂ એટલે દિલીપ રાજા. एकश्चासौ पार्थिवश्च एकपार्थिवः=મુખ્ય રાજા. न केवलं अभूत्=માત્ર હતો નહીં. अपि=પણ क्षितौ=પૃથ્વિ ઉપર. धरति इति धरः-धनुषः धरः-धनुर्धरः=ધનુષ્ય ધરનાર-ધનુર્વિદ્યામાં નિપુણ. एकश्चासौ धनुर्धरश्च-एकधनुर्धरः=એક અગર મુખ્ય ધનુર્વિદ્યામાં નિપુણ. अभूत्= હતો.

અર્થ—તે દિલીપનો પુત્ર રઘુ, મૃગનું પવિત્ર ચામડું ( મૃગચર્મ ) ધારણ કરીને પિતાનીજ પાસેથી મંત્ર ભણીને ફેંકવાનું શસ્ત્ર ( એટલે ધનુર્વિદ્યા ) શીખતો હતો. તે પુત્રનો ગુરૂ બનેલો દિલીપરાજા પૃથ્વિ ઉપર માત્ર મુખ્ય રાજાજ હતો એટલુંજ નહિ પણ ધનુર્વિદ્યામાં મહાનિપુણ પુરૂષ પણ હતો.

**महोक्षतां वत्सतरः स्पृशन्निव, द्विपेन्द्रभावं कलभः श्रयन्निव ।**
**रघुः क्रमाद्यौवनभिन्नशैशवः, पुपोष गाम्भीर्यमनोहरं वपुः ॥३२॥**

**પદચ્છેદ:**-उक्षन्=બળદ. महांश्चासौ उक्षा ( બળદ ) च महोक्षः-महोक्षस्य भावः महोक्षता, ताम् महोक्षतां=મોટા બળદપણાને. स्पृशन् इव=જાણે પામતો હોય. वत्सतर=ઉત્તમ વાછડો. द्विपेन्द्रस्य भावः द्विपेन्द्रभावः तम् द्विपेन्द्रभावं=મોટા હાથીપણાને. श्रयति इति श्रयन्=સેવતો એવો એટલે પામતો એવો कलभः इव=હાથીના બચ્ચાની માફક. यौवनेन भिन्नं ( ભેદાયું છે ) शैशवं ( બાળપણું ) यस्य सः रघुः=યૌવન અવસ્થાથી જેનું બચપણ ભેદાયું છે એટલે બચપણ અદૃષ્ય થયું છે એવો રઘુ. गाम्भीर्येण मनोहरं गाम्भीर्यमनोहरं तत्=ગંભીરપણાથી મનોહર-સુંદર-ખીલતું. वपुः पुपोष=શરીરને પોશતો હતો.

અર્થ—જેમ ઉત્તમ વાછડો મોટા બળદ પણાને પામતો હોય અગર હાથીનું બચ્ચું મોટા હાથીપણાને પામતું હોય તેમ જેના બચપણને દબાવીને યૌવન અવસ્થા ખીલતી જતી હતી એવો રઘુ, ગંભીરપણાથી સુંદર દેખાતા ( રૂષ્ટ પુષ્ટ ) શરીરને પોષણ કરતો હતો-ધારણ કરતો હતો.

**अथास्य गोदानविधेरनन्तरं, विवाहदीक्षां निरवर्तयद्गुरुः ।**
**नरेन्द्रकन्यास्तमवाप्य सत्पतिं, तमोनुदं दक्षसुता इवाबभुः ॥**

પદચ્છેદઃ-अथ=આ પ્રમાણે. अस्य=આ રઘુના. गो=રૂવાડું, વાળ. गावः (વાળ) दीयन्ते (खण्डन्ते=મુંડાવવા) यस्मिन् इति गोदानं =વાળ ઉતરાવવા તે ક્રિયા. गोदानस्य विधिः गोदानविधिः तस्य गोदानविधेः -गोदानविधेः अनन्तरम्=વાળ ઉતરાવવાની ક્રિયા થયા પછી-ક્ષૌર કર્મ થયા પછી. विवाहस्य दीक्षा विवाहदीक्षा, ताम् विवाहदीक्षां=વિવાહની દીક્ષાને. गुरुः (દિલીપ) निरवर्तयत्=દિલીપ રાજા કરતો હતો એટલે રઘુને પરણાવતો હતો. नरेन्द्राणाम् कन्याः नरेन्द्रकन्याः=રાજકન્યાઓ. तम् सत्पतिं अवाप्य=તે રઘુ જેવા સત્પતિને પામીને. दक्षस्य सुताः दक्षसुताः= દક્ષની કન્યાઓ. तमः नुदति (નાશ કરે છે) इति तमोनुद्, तम् तमोनुदम् ચંદ્રમા. इव=પેઠે. आबभुः=શોભતી હતી.

અર્થ—(જેમ બાળક અવસ્થામાં વાળ લેવાનો રીવાજ છે તેમ યુવાવસ્થામાં લગ્ન ક્રિયા થયા પહેલાં પણ વાળ ઉતારવાનો રીવાજ છે) આ પ્રમાણે (યુવાવસ્થામાં) વાળ ઉતારવાની ક્રિયા થયા પછી દિલીપરાજાએ આ રઘુને વિવાહદિક્ષા આપી એટલે પરણાવ્યો. જેમ દક્ષની કન્યાઓ ચંદ્રમાને પામીને શોભતી હતી તેમ રાજાઓની કન્યાઓ રઘુ જેવા શ્રેષ્ટ અગર સત્પતિને પામીને શોભતી હતી.

युवा युगव्यायतबाहुरंसलः, कपाटवक्षाः परिणद्धकंधरः।
वपुःप्रकर्षादजयद्गुरुं रघुस्तथापि नीचैर्विनयाददृश्यत ॥ ३४ ॥

પદચ્છેદઃ-युवा=तरुणः=જુવાન. युगः=ધોંસરી. युगवत् व्यायतौ (લાંબા) बाहू यस्य सः-युगव्यायतबाहुः=ધોંસરા જેવા લાંબા જેના હાથ છે તે (રઘુ). अंसौ (ખુંધ) स्तः अस्य इति अंसलः=(આખલાના જેવી) ખુંધો જેવા જેના ખભા છે તે (રઘુ). कपाटवत् वक्षः यस्य सः कपाटवक्षाः=કમાડના સરખી પહોળી છાતીવાળો (રઘુ). परिणद्धा कंधरा (ડોક) यस्य सः परिणद्धकंधरः=મોટી અગર વિશાળડોક વાળો (રઘુ). वपुषः प्रकर्षः वपुःप्रकर्षः तस्मात्-वपुःप्रकर्षात्-શરીરના ખીલવાથી. गुरुम्= પિતાને. अजयत्=જીતતો હતો. तथापि=તો પણ. विनयात्=વિનયથી. नीचैः=નીચો, અલ્પ અગર પોતે કાંઈ નથી એવું. अदृश्यत=જણાવતો હતો.

અર્થ—ધોંસરા જેવા જેના લાંબા હાથ છે, તથા આખલાની ખુંધો જેવા જેના ઉપડતા ખભા છે, તથા દ્વાર (કમાડ) સમાન વિશાળ જેની છાતી છે, તથા જેની વિશાળ ડોક છે એવો રઘુ, શરીરના ખીલવાથી (ભરયુવાનીમાં આવવાથી) પોતાના ગુરૂને એટલે પિતાને જીતી લેતો હતો; તોપણ વિવેકથી પોતે અલ્પ છે–પિતાથી વધારે બળવાન નથી, એવું જણાવતો હતો.

ततः प्रजानां चिरमात्मना धृतां, नितान्तगुर्वीं लघयिष्यता धुरम्।
निसर्गसंस्कारविनीत इत्यसौ, नृपेण चक्रे युवराजशब्दभाक्॥

પદચ્છેદ:–ततः=ત્યાર પછી. आत्मना चिरम् धृतां=પોતે ઘણાકાળથી ધારણ કરેલી. प्रजानां धुरं=પ્રજાના કારભારને. नितान्त गुर्वी-नितान्तगुर्वी-ताम् नितान्तगुर्वीं=અત્યંત ભારે (धुरं). लघुं करिष्यति इति लघयिष्यति-लघयिष्यति इति लघयिष्यन्-तेन-लघयिष्यता=રાજ્ય કારભારની જવાબદારીને કમી કરવા ઇચ્છતા દિલીપથી–એટલે થોડો કારભાર પુત્રને આપવા ઇચ્છતા દિલીપથી. निसर्गश्चासौ संस्कारश्च निसर्गसंस्कार:=કુદરતી સ્વભાવ. निसर्गसंस्कारेण विनितः निसर्गसंस्कारविनीतः=કુદરતી સ્વભાવથી એટલે ઉત્તમ જન્મ તથા ઉત્તમ કેળવણીથી નમ્ર બનેલો (રઘુ). इति=આ હેતુથી. असौ=આ રઘુ. नृपेण=રાજાથી, चक्रे=બન્યો. युवाचासौ राजा च युवराजः-युवराजः इति शब्दः युवराजशब्दः-युवराजशब्दं भजति इति युवराजशब्दभाक्=યુવરાજ નામની પદવીને યોગ્ય.

અર્થ—જે અત્યંત ભારવાળો કારભાર હતો તથા જે ભાર તે દિલીપે ઘણા વખતથી ધારણ કર્યો હતો, તેને કમી કરવાની ઇચ્છાથી, દિલીપે, આ રઘુ કે જે ઉત્તમ જન્મ તથા ઉત્તમ કેળવણી વિગેરે સ્વાભાવીક સ્વભાવથી નમ્ર બનેલો હતો તેને યુવરાજ પદ (કે જેને માટે તે લાયક હતો તે પદ) આપ્યું–એટલે રાજ્યનું અમુક અમુક કામકાજ તેને આપ્યું.

नरेन्द्रमूलायतनादनन्तरं, तदास्पदं श्रीर्युवराजसंज्ञितम्।
अगच्छदंशेन गुणाभिलाषिणी, नवावतारं कमलादिवोत्पलम्॥

પદચ્છેદ:–गुणान् अभिलषति इति गुणाभिलाषिणी=ગુણોની અભીલાષા રાખતી એવી. श्रीः=રાજલક્ષ્મી. मूलञ्च तत् आयतनञ्च मूलायतनं=મૂળસ્થાન. नरेन्द्रः एव मूलायतनं नरेन्द्रमूलायतनं तस्मात् नरेन्द्रमूलाय

तनात्–नरेन्द्रमूलायतनात् अनन्तरं=રાજારૂપી મૂળ સ્થાનમાંથી સમીપે. ‘ आस्पदं प्रतिष्ठायाम् ’ इति निपातः–सः रघुः इति आस्पदं, तदास्पदम्=રઘુરૂપી પાત્ર પ્રત્યે–તરફ. युवराज इति संज्ञा संजाता अस्य युवराजसंज्ञितम्=યુવરાજ એવા નામથી ઓળખાતા ( તે રઘુરૂપી પાત્ર ) પ્રત્યે. अंशेन अगच्छत् અમુક પ્રમાણુમાં ગઇ. कमलात्=મોટા કમળમાંથી नवः अवतारः यस्य तत् नवावतारं–नवावतारं उत्पलम्=નવા કમળ પ્રત્યે. इव=જેમ.

અર્થ—મોટા કમળમાંથી નાના કમળ પ્રત્યે શોભા જેમ અમુક અંશમાં ચાલી જાય છે ( એટલે મોટા કમળ કરમાવા માંડે છે તેમ તેમાં સમાએલી શોભા નાના કમળોમાં દેખાતી જાય છે )—તેમ દિલીપ કે જે રાજ્ય લક્ષ્મીનું મૂળસ્થાન હતું તેમાંથી, રાજ્ય લક્ષ્મી કે જે ( સદા ) ગુણોની અભિલાષા રાખે છે–તે રાજ્ય લક્ષ્મી, અમુક પ્રમાણુમાં, યુવરાજ પદવીથી પ્રખ્યાત થએલા રઘુ નામના પાત્ર અગર સ્થાન તરફ ચાલવા લાગી.

विभावसुः सारथिनेव वायुना, घनव्यपायेन गभस्तिमानिव ।
बभूव तेनातितरां सुदुःसहः, कटप्रभेदेन करीव पार्थिवः ॥३७॥

પદચ્છેદઃ–सारथिः=મદદગાર. सारथिना=સહાયભૂત અગર મદદગારથી. वायुना=પવનથી. विभावसुः=અગ્નિ इव=જેમ. घनस्य व्यपायः यस्मिन् सः घनव्यपायः तेन घनव्यपायेन=જેમાં વરસાદનો અગર વાદળાંનો નાશ થયો છે એવી ૠતુથી એટલે શરદ ૠતુથી. गभस्तयः सन्ति यस्य सः गभस्तिमान्=જેમાં કિરણો છે તે એટલે સૂર્ય इव=જેમ. अतितरां=અત્યંત. सुतराम् ( સુખેથી ) दुःसहः सुदुःसहः–सुदुःसहः पार्थिवः=ઘણા બળથી પણ ન જીતી શકાય એવો દિલીપ. कटस्य प्रभेदः–कटप्रभेदः तेन कटप्रभेदेन=ગંડસ્થળના ભેદવડે. करी इव=જેમ હાથી ( હોય ). तेन =આ પુત્રથી.

અર્થ—જેની મદદમાં વાયુ છે એવો અગ્નિ જેમ સુખેથી કબજે થઈ શકતો નથી, શરદૠતુમાં સૂર્ય જેમ સુખેથી સહી શકાતો નથી–સખત તાપ લાગે છે–તેમ જેના ગંડસ્થળ વીંધાયા છે એટલે ગંડસ્થળમાં મદ જરતા હાથીની માફક તે દિલીપરાજા અત્યંત બળથી પણ ન જીતી શકાય તેવો આ પુત્ર-( ની મદદ ) થી બન્યો.

नियुज्य तं होमतुरंगरक्षणे, धनुर्धरं राजसुतैरनुद्रुतम्॥
अपूर्णमेकेन शतक्रतूपमः, शतं क्रतूनामपविघ्नमाप सः ॥३८॥

**પદચ્છેદ:**–शतं क्रतवः ( યજ્ઞો. ) यस्य सः शतक्रतुः–शतक्रतुः उपमा यस्य सः शतक्रतूपमः=इन्द्रतुल्यः=ઇંદ્ર જેવો તે દિલીપ. सः=તે દિલીપ. होमस्य तुरंगः होमतुरंगः तस्य रक्षणम् होमतुरंगरक्षणम्–तस्मिन्–होमतुरंगरक्षणे =હોમના ઘોડાના રક્ષણ કાર્યમાં. तं नियुज्य=તે રઘુને નિમીને–ગોઠવીને. धरति इति धरः–धनुषः धरः धनुर्धरः, तम्–धनुर्धरं=ધનુર્ધારી રઘુને. राज्ञाम् सुताः राजसुताः तैः राजसुतैः=રાજકુમારોથી. अनुद्रुतम्=અનુસરાએલો. क्रतूनाम् शतं=યજ્ઞોનો સેંકડો. एकेन अपूर्णम्=એકથી અધૂરો સેંકડો– એટલે–કુલ ૯૯ યજ્ઞો. अपगतम् विघ्नम् यस्मात् तत्–अपविघ्नम्=વિઘ્નરહિત– (તે शतंનું વિશેશણ છે.) सः आप=તે મેળવતો હતો એટલે કરતો હતો.

અર્થ—હોમના ઘોડાના રક્ષણ માટે ધનુષ ધારણ કરનાર તથા રાજકુમારોથી અનુસરાતા તે રઘુને નિમીને, ઇંદ્રસરખા તે દિલીપ રાજાએ, વિઘ્નરહિત એકથી ઓછા એટલે નવાણું યજ્ઞો કર્યા હતા.

ततः परं तेन मखाय यज्वना, तुरंगमुत्सृष्टमनर्गलं पुनः।
धनुर्भृतामग्रत एव रक्षिणां, जहार शक्रः किल गूढविग्रहः ॥३९॥

**પદચ્છેદ:**–ततः परं=ત્યાર પછી. विधिना इष्टवान् इति यज्वा, तेन यज्वना=તે યજમાનથી એટલે દિલીપથી. मखाय=યજ્ઞને માટે. पुनः उत्सृष्टम् तुरंगम्=ફરીથી છોડેલા તુરંગને. नास्ति अर्गला यस्य सः अनर्गलः तम्–अनर्गलं=સાંકળ અગર બંધન રહિત ( ઘોડાને ). धनुः बिभ्रति इति धनुर्भृतः तेषाम् धनुर्भृताम्=ધનુષ્ય ધારણ કરનારાના. रक्षन्ति इति रक्षिणः, तेषाम् रक्षिणां=રક્ષણ કરનારાઓના. अग्रतः एव=અગાડીના ભાગમાંથીજ. गूढः विग्रहः ( શરીર ) यस्य सः गूढविग्रहः=ગુપ્ત શરીરવાળો. शक्रः=ઇંદ્ર किल=ખરેખર. जहार=હરણ કરતો હતો.

અર્થ—તે પછી ફરીથી યજ્ઞને માટે ( એટલે ૧૦૦ સોમા યજ્ઞને માટે ) સાંકળ વિનાના( છુટેલા ) ઘોડાનું, ધનુષ્ય ને ધારણ કરનારા તે ઘોડાના રક્ષકોની સમીપમાંથીજ ગુપ્ત શરીર વાળા ઇંદ્રે હરણ કર્યું.

**विषादलुप्तप्रतिपत्ति विस्मितं, कुमारसैन्यं सपदि स्थितं च तत् ।**
**वसिष्ठधेनुश्च यदृच्छयागता, श्रुतप्रभावा ददृशेऽथ नन्दिनी॥**

**પદચ્છેદ:**-कुमारस्य सैन्यं कुमारसैन्यं-विस्मितं कुमारसैन्यं=વિસ્મય પામતું રઘુનું લશ્કર. विषादेन लुप्ता प्रतिपत्तिः (જ્ઞાન, સમજ) यस्य तत्-विषादलुप्तप्रतिपत्ति=દુઃખથી જેની સમજ લોપ થઇ ગઇ છે એવું (સૈન્ય) सपदि=ત્વરાથી, એકદમ, स्थितं च तत्=ત્યાંજ સ્થિર થઇ ગયું -આગળ ચાલતું બંધ પડયું. श्रुतः प्रभावः यस्याः सा श्रुतप्रभावा=જેનો પ્રભાવ (કીર્તિ) પ્રસિદ્ધ છે તે (ગાય). वसिष्ठस्य धेनुः=વસિષ્ઠની ગાય. यदृच्छया=स्वेच्छया=પોતાની મરજીથી. आगता=આવેલી. नन्दिनी=નન્દીની નામની. ददृशे=દેખાઇ. अथ=તે વખતે.

અર્થ—દુઃખથી જેની સમજ અથવા કર્તવ્યજ્ઞાન લોપાઇ ગયું છે તથા જે વિસ્મીત થએલું છે એવું રઘુનું સૈન્ય ત્યાંજ સ્થિર થઇ ગયું-આગળ ચાલતું બંધ પડયું. તે વખતે જેનો પ્રભાવ પ્રસિદ્ધ છે એવી વસિષ્ટ ગુરૂની નન્દિની નામની ગાય, તેની મરજીથી ત્યાં આવેલી જણાઈ-દેખાઇ-ત્યાં આવીને ઉભી રહી.

**तदङ्गनिस्यन्दजलेन लोचने, प्रमृज्य पुण्येन पुरस्कृतः सताम् ।**
**अतीन्द्रियेष्वप्युपपन्नदर्शनो, बभूव भावेषु दिलीपनन्दनः ॥४१॥**

**પદચ્છેદ:**-सताम् पुरस्कृतः (पूजितः)=સત્પુરૂષોમાં પુજાએલો दिलीपस्य नन्दनः दिलीपनन्दनः=રઘુ. उपपन्नम् दर्शनम् यस्य सः उपपन्नदर्शनः=संपन्नसाक्षात्कारशक्तिः=જોવાની શક્તિવાળો. तस्याः (धेनोः) अङ्गं तदङ्गम् तदङ्गस्य निस्यन्दः (द्रवः)-तदङ्गनिस्यन्दः-तदङ्गनिस्यन्दः एव जलम् -तदङ्गनिस्यन्दजलं-तेन-तदङ्गनिस्यन्दजलेन=તે ગાયના અંગમાંથી દ્રવતા પાણીથી એટલે મુત્રથી. प्रमृज्य लोचनं=બેઉ આંખો ધોઇને-સાફ કરીને. पुण्येन=પવિત્ર (ગોમુત્ર) થી. इन्द्रियाणि अतिक्रान्ता अतीन्द्रियाः तेषु-अतीन्द्रियेषु-अतीन्द्रियेषु भावेषु (પદાર્થોમાં, વસ્તુઓમાં)=ઇંદ્રિઓને વટીને રહેલા પદાર્થોમાં-જ્યાં ઇંદ્રિયો ન પહોંચી શકે તેવા પદાર્થોમાં એટલે અહીં ન જોઇ શકાય તેવા પદાર્થોમાં. बभूव થયો.

અર્થ—સત્પુરૂષોમાં પુજાએલો તે દિલીપનો પુત્ર રઘુ, તે ગાયના પવિત્ર ગોમુત્રથી (પોતાની) બેઉ આંખોને ધોઇને, ઇંદ્રિઓથી (આંખો નથી)

પામી શકાય-ન જોઈ શકાય એવા પદાર્થોમાં જોવાની શક્તિ વાળો થયો એટલે અત્યાર સૂધી ઈન્દ્ર દેખાતો નહોતો પણ હવે ગૌમુત્રના પ્રભાવથી રઘુએ ઈંદ્રને જોયો.

**स पूर्वतः पर्वतपक्षशातनं, ददर्श देवं नरदेवसंभवः ।**
**पुनः पुनः सूतनिषिद्धचापलं, हरन्तमश्वं रथरश्मिसंयतम् ॥४२॥**

**પદચ્છેદ**:-नराणाम् देवः नरदेवः-नरदेवात् संभवः ( જન્મ ) यस्य सः नरदेवसंभवः=રઘુએ. सः=તે રઘુએ. पूर्वतः-પૂર્વ દિશામાં. पर्वतानाम् पक्षाः (પાંખો) पर्वतपक्षाः-पर्वतपक्षाणाम् शातनः तम्=પર્વતની પાંખોને કાપી નાંખનાર એટલે ઇંદ્રને. देवं=ઇંદ્રને. हरति इति हरन्-तम् हरन्तम्-हरन्तम् अश्वं=ઘોડાને લઇ જતા એવા ઇંદ્રને. सुतेन ( સારથી વડે ) निषिद्धं ( રોકયું છે તે ) चापलम् ( ચપળપણું ) यस्य सः तं=સારથીવડે જેનું ચપળપણું અથવા ગતી રોકાઇ છે એવા ( અશ્વ ) ને पुनः पुनः=વારંવાર. रथस्य रश्मयः रथरश्मयः-रथरश्मिभिः संयतः ( બાંધેલા ) रथरश्मिसंयतः तम्-रथरश्मिसंयतम्=રથની રાશોથી જેને બાંધેલો છે એવા ( અશ્વ ) ને. ददर्श=જોયો અથવા દેખ્યો.

અર્થ—દિલીપના પુત્ર રઘુએ, પર્વતની પાંખો કાપી નાંખનાર તથા ઘોડાને ચોરનાર-ઈંદ્રને જોયો, તથા સારથીએ જેની ગતી વારંવાર અટકાવી હતી એવા તથા રથની દોરીથી બાંધેલા અશ્વને ( પણ ) જોયો.

**शतैस्तमक्ष्णामनिमेषवृत्तिभिर्हरिं विदित्वा हरिभिश्च वाजिभिः ।**
**अवोचदेनं गगनस्पृशा रघुः, स्वरेण धीरेण निवर्तयन्निव ॥४३॥**

**પદચ્છેદ**:-रघुः=રઘુ. अनिमेषा वृत्तिः येषाम् तानि अनिमेषवृत्तीनि-तैः अनिमेषवृत्तिभिः=પલકારા વિનાની એકી નજરથી. अक्ष्णाम् शतैः=નેત્રોના સેંકડા વડે એટલે સો આંખો (ની નિશાની) થી. च=અને हरिभिः वाजिभिः=લીલા અશ્વો ( ની નિશાની ) થી. तम् हरिं विदित्वा=તેને ઇંદ્રિ જાણીને. एनं अवोचत्=તેના પ્રત્યે બોલ્યો. गगनं स्पृशति इति गगनस्पृक्, तेन गगनस्पृशा=ગગને અડકે એવા લાંબા. धीरेण स्वरेण=ધીરા-ગંભીર-અવાજથી. निवर्तयन् इव=જાણે પાછો ( તેને ) પાછો વાળતો હોય તેમ.

અર્થ—પલકારા વિનાની સો આંખોની તથા ઢીલા ચોકની નિશાનીથી તે ઇંદ્ર છે એવું જાણીને આકાશને અડકે તેવા ગંભીર અવાજથી ( એટલે સાદથી ) જાણે તે ઇંદ્રને પાછો વાળતો હોય એ પ્રમાણે તેના પ્રત્યે રઘુ બોલ્યો.

मखांशभाजां प्रथमो मनीषिभिस्त्वमेव देवेन्द्र सदा निगद्यसे।
अजस्रदीक्षाप्रयतस्य मद्गुरोः क्रियाविघाताय कथं प्रवर्तसे ॥

પદચ્છેદ:-हे देवेन्द्र !=હે ઇંદ્ર ! मनसः इषिणः मनीषिणः तैः मनीषिभिः=વિદ્વાનોથી. मखस्य अंशाः मखांशाः मखांशान् भजन्ति इति मखांशभाजः तेषाम् मखांशभाजाम्=યજ્ઞનો ભાગ લેનારા દેવોની મધ્યે. त्वम् एव प्रथमः=તું તો પ્રથમ निगद्यसे=ગણાય છે. सदा=હમેશાં. अजस्र ( નીરંતર ) दीक्षायाम् ( યજ્ઞ ક્રિયામાં ) प्रयतः ( પ્રયત્નવાળો ) अजस्रदीक्षाप्रयतः तस्य =अजस्रदीक्षाप्रयतस्य=નિરંતર યજ્ઞ ક્રિયામાં પ્રવૃત્તિવાળા ( મારા પિતા ) ની: मम गुरुः तस्य मद्गुरोः=મારા પિતાની. क्रियायाः विघातः ( નાશ ) क्रियाविघातः तस्मै क्रियाविघाताय=ક્રિયાના નાશ માટે. कथम् प्रवर्तसे=કેમ પ્રવૃત્ત થયો છે ?

અર્થ—હે ઇંદ્ર ! યજ્ઞોમાં ભાગ લેનારા દેવોની મધ્યે વિદ્વાનો તને સદા પ્રથમ ગણેછે–મુખ્ય ભાગદાર ગણે છે, છતાં મારો પિતા જે યજ્ઞની ક્રિયામાં નિરંતર પ્રયત્ન વાળો થયો છે તેની ક્રિયાના નાશ માટે તું કેમ પ્રવૃત્તિ કરે છે ? તાત્પર્ય–તારે મારા પિતાની ક્રિયામાં વિઘ્ન કરવું ન જોઇએ.

त्रिलोकनाथेन सदा मखद्विषस्, त्वया नियम्या ननु दिव्यचक्षुषा।
स चेत्स्वयं कर्मसु धर्मचारिणां, त्वमन्तरायो भवसि च्युतो विधिः

પદચ્છેદ:-त्रय अवयवाः ( ભાગો ) येषाम् त्र्यवयवाः–त्र्यवयवाश्चते लोकाश्च त्रिलोकाः–त्रिलोकानाम् नाथः त्रिलोकनाथः, तेन त्रिलोकनाथेन=ત્રણ લોકના નાથ એવા ઇંદ્રથી. दिव्यानि चक्षूंषि यस्य सः दिव्यचक्षुः तेन दिव्यचक्षुषा त्वया दिव्यचक्षुषा=તું કે જેને દિવ્ય ચક્ષુ છે તેનાથી. ननु= તો. मखान् द्विषन्ति इति मखद्विषः=યજ્ઞ ભંગ કરનારા. सदा=હમેશાં. नियम्याः=शिक्ष्याः=નિયમમાં રખાવા જોઇએ એટલે તેમને શીક્ષા કરવી

જોઇએ. सः चेत् स्वयं त्वम्=તે તું પંડેજ. भवासि=થા. धर्मं चरन्ति इति धर्मचारिणः तेषाम् धर्मचारिणाम्-ધર્મ પાળનારાઓના. कर्मसु=કર્મમાં=કાર્યમાં. अन्तरायः=વિઘ્નરૂપ. विधिः ( ક્રિયા, અનુષ્ટાન, યજ્ઞ ) च्युतः ( નાશ પામેલુ )=ક્રિયા નાશ પામેલી ( સમજવી ).

અર્થ—તું કે જે ત્રૈલોકનો ધણી છો તથા જેને દિવ્ય નેત્રો છે તેનાથી તો હમેશા યજ્ઞ ભંગકરનારાઓને શિક્ષા થવી જોઇએ, છતાં તું પોતેજ ધર્મપાળનારાઓની ક્રિયામાં અંતરાય રૂપે બને છે તો યજ્ઞ વિગેરે ક્રિયાઓનો નાશ ( સમજવો ). (૪૫)

तदङ्गमग्र्यं मघवन्महाक्रतो, रमुं तुरंगं प्रतिमोक्तुमर्हसि ।
पथः श्रुतेर्दर्शयितार ईश्वरा, मलीमसामाददते न पद्धतिम् ॥

પદચ્છેદઃ-तत्=તે કારણથી. हे मघवन्=હે ઇંદ્ર. महांश्चासौ क्रतुश्च -महाक्रतुः तस्य महाक्रतोः=મોટા યજ્ઞના. महाक्रतोः अग्र्यं अङ्गं=મોટા યજ્ઞનુ શ્રેષ્ટ સાધન. अमुं तुरंगं=આ ઘોડાને. प्रतिमोक्तुम् પાછો છોડી દેવાને. अर्हसि=તને ઘટે છે. श्रुतेः पथः વેદના માર્ગોને. दर्शयितारः ईश्वराः=બતાવનારા મહાન્ પુરૂષો. मलीमसा ઉપરથી मलीमसाम्=મલીન. पद्धतिम्= માર્ગને, રીવાજને. न आददते=ગ્રહણ કરતા નથી, અવલંબન કરતા નથી.

અર્થ—હે ઇંદ્ર! આ ઘોડા કે જે મોટા યજ્ઞનું શ્રેષ્ટ સાધન છે તેને પાછો છોડી દેવો તને ઘટે છે. ( કારણકે ) વેદના માર્ગોને બતાવનારા મોટા પુરૂષો ( આવી ) મલીન પદ્ધતિને ગ્રહણ કરતા નથી-એટલે તને મારા પિતાના યજ્ઞમાં વિઘ્ન કરવું ઘટતું નથી. (૪૬)

इति प्रगल्भं रघुणा समीरितं, वचो निशम्याधिपतिर्दिवौकसाम् ।
निवर्तयामास रथं सविस्मयः, प्रचक्रमे च प्रतिवक्तुमुत्तरम् ॥४७॥

પદચ્છેદઃ-इति=આ પ્રમાણે. रघुणा समीरितं=રઘુથી કહેવાયેલું. प्रगल्भं वचः=ઉન્નત અગર ગંભીર વચન निशम्य=સાંભળીને. द्यौः ओकः ( સ્થાન ) येषाम् ते दिवौकसः तेषाम् दिवौकसाम्=સ્વર્ગમાં જેનું સ્થાન છે તેના એટલે દેવલોકોના. अधिपतिः=રાજા, ઇંદ્ર. विस्मयेन सहितः सविस्मयः

=વિસ્મય પામેલો. रथं निवर्तयामास=રથને પાછો વાળતો હતો. च=અને. उत्तरम् प्रतिवक्तुम्=પાછો ઉત્તર આપવા માટે प्रचक्रमे=તત્પર થતો હતો.

અર્થ—આ પ્રમાણે રઘુથી કહેવાએલા-રઘુના બોલેલા-ગંભીર વચનને સાંભળીને-દેવોના રાજા ઇંદ્રે વિસ્મય પામીને (પોતાના) રથને પાછો વાળ્યો અને (રઘુને) વળતો ઉત્તર આપવા માટે તે તત્પર થયો.

यदात्थ राजन्यकुमार तत्तथा, यशस्तु रक्ष्यं परतो यशोधनैः ।
जगत्प्रकाशं तदशेषमिज्यया, भवद्गुरुर्लङ्घयितुं ममोद्यतः ॥ ४८ ॥

પદચ્છેદઃ-राजन्यस्य कुमारः राजन्यकुमारः तत् संबुद्धौ हे राजन्यकुमार ! હે રાજપુત્ર ! यत् आत्थ=જે તું કહે છે. तत् तथा (अस्ति)=તે તેમજ છે (એટલે તારૂં કહેવું વ્યાજબી છે). तु=પરંતુ. यशः एव धनं येषाम् यशोधनाः तैः यशोधनैः=યશ એજ જેને દ્રવ્ય છે તેવા પુરૂષોથી. परतः=शत्रुतः=શત્રુથી. यशः रक्ष्यं=યશની રક્ષા થવી જોઇએ. (रक्षितुम् योग्यं रक्ष्यं). तत्=તે (મારા) યશને. मम=મારા. जगति प्रकाशः यस्य तत् जगत्प्रकाशं तत् जगत्प्रकाशं=જગત્‌માં પ્રકાશી રહેલા (યશ)ને. न शेषं अशेषं=પરિપૂર્ણ સમગ્ર, તમામ. भवतः गुरुः भवद्गुरुः=તારો પિતા. इज्यया=યજ્ઞવડે. लङ्घयितुम्=निरस्कर्तुम्=તિરસ્કાર કરવાને, उद्यतः=તત્પર થયો છે.

અર્થ—હે રાજકુમાર ! તારૂં કહેવું સત્ય છે પણ યશ એજ જેનું ધન છે એવા પુરૂષોએ શત્રુથી યશની રક્ષા કરવી જોઇએ. જગત્‌માં પ્રસિદ્ધ એવા મારા પરિપૂર્ણ યશને તારો પિતા (આ) યજ્ઞથી તિરસ્કાર કરવાને તૈયાર થયો છે. એટલે તારો પિતા જો આ સોમો (૧૦૦ મો) યજ્ઞ કરે તો મારી આબરૂને ધક્કો લાગે.

हरिर्यथैकः पुरुषोत्तमः स्मृतो, महेश्वरस्त्र्यम्बक एव नापरः ।
तथा विदुर्मां मुनयः शतक्रतुं, द्वितीयगामी न हि शब्द एष नः ॥

પદચ્છેદઃ-पुरुषेषु उत्तमः पुरुषोत्तमः=પુરૂષોત્તમ. हरिः यथा एकः स्मृतः=જેમ એક વિષ્ણુજ કહેવાય છે. महाश्चासौ ईश्वरश्च महेश्वरः=મહાદેવજી. त्रीणि अम्बकानि यस्य सः त्र्यम्बकः=ત્રણ આંખવાળા. एव=માત્ર.

न अपरः=બીજો નહીં. तथा–તે પ્રમાણે. माम् मुनयः शतक्रतुं ( સો યજ્ઞ કરનાર ) विदुः=મને મુનીઓ સો યજ્ઞ કરનારો કહે છે. हि=તે કારણથી. नः=अस्माकम्=અમારો એટલે હરી, હર તથા મારો. एष शब्दः=આ શબ્દ. द्वितीयं गच्छति इति द्वितीयगामी=બીજા પ્રત્યે જનારો એટલે બીજાને લાગુ પડે એવો. न= નહીં.

અર્થ--પુરૂષોત્તમ છે તેજ વિષ્ણુ કહેવાય છે અને જેને ત્રણ આંખો છે તેજ મહાદેવ કહેવાય છે, તેમ સો યજ્ઞ કરનાર તો મુનીઓ મનેજ કહે છે-( એટલે સો યજ્ઞો તો મેંજ કર્યા છે તે બીજો કેમ કરે ? ) તે કારણથી -અમારા ત્રણેના એટલે વિષ્ણુના, મહાદેવના તથા મારા આ મુકકર થએલા શબ્દોના ઉપર બીજો કોઈ હક કરી શકે નહીં. (૪૯)

अतोऽयमश्वः कपिलानुकारिणा, पितुस्त्वदीयस्य मयापहारितः॥
अलं प्रयत्नेन तवात्र मा निधाः, पदं पदव्यां सगरस्य संततेः।

પદચ્છેદ:-अतः=એ કારણથી. अयम् अश्वः આ ઘોડો. तव अयं त्वदीयः, तस्य त्वदीयस्य=त्वदीयस्य पितुः તારા આ પિતાનો. मया=મારાથી. कपिलं अनुकरोति इति कपिलानुकारी तेन कपिलानुकारिणा=मया कपिलानुकारिणा=કપિલના કાર્યનેઅનુકરણ કરનારો એવો હું તેનાથી. अपहारितः =अपहृतः=હરાએલો (છે). अस्मिन् कार्ये इति अत्र=આ કાર્યમાં. तव प्रयत्नेन अलं=તારો પ્રયત્ન થઇ ચૂકયો હવે વધારે પ્રયત્ન કરીશ નહીં. કાંઇ વળે તેમ નથી. सगरस्य संततेः ( संतानस्य )=સગર રાજાની સંતતિના. पदव्यां=માર્ગમાં. पदं मा निधाः=पदं न निधेहि=પગ મૂકીશ નહીં એટલે એવું કરીશ નહીં.

અર્થ—એ કારણથી તારાપિતાનો આ ઘોડો, કપિલના કાર્યને અનુસરતા એવા હું થી હરાએલો છે આ કાર્યમાં તારો પ્રયત્ન સફળ થાય તેમ નથી, માટે સગરના સાઠ હજાર પુત્રોના માર્ગમાં એટલે તેમની જે દશા થઇ તે દશામાં–તે માર્ગમાં–તારે પગ મૂકવો નહીં–તાત્પર્ય સગરના પુત્રોએ કપિલને ખીજવ્યા હતા તેથી તેઓ બળીને ભસ્મ થઇ ગયા હતા તેમ તું પણ જો મારી સાથે લડીશ તો જીતવાનો નથી–માટે પ્રયત્ન ન કર, ચાલ્યો જા. (૫૦)

तत: प्रहस्यापभयः पुरंदरं, पुनर्बभाषे तुरगस्य रक्षिता।
गृहाण शस्त्रं यदि सर्ग एष, ते न खल्वनिर्जित्य रघुं कृती भवान्॥

પદચ્છેદ:-ततः=ત્યાર પછી. तुरगस्य रक्षिता=ઘોડાનો રક્ષક એટલે રઘુ. अपगतः भयः यस्मात् सः अपभयः=નિડર. पुनः बभाषे पुरंदरं=ફરીથી ઇંદ્ર પ્રત્યે બોલ્યો. प्रहस्य=હસીને, તુચ્છકારીને. यदि एषः ते (तव) सर्गः (निश्चयः)=જો તારો એવોજ નિશ્ચય હોય તો गृहाण शस्त्रं =હથીઆર લે, લડાઇ કરવા તૈયાર થા. खलु=ખરેખર, અથવા કારણકે न निर्जित्य अनिर्जित्य–अनिर्जित्य रघुं=રઘુને જીત્યા વિના–હરાવ્યા વિના. भवान्=આપ. न कृती ('कृतम् अनेन इति कृती અથવા कृतकृत्यः, મુળ શબ્દ कृतिन् છે. )=કાર્યે સિદ્ધ નથી.

અર્થ—ત્યારપછી એટલે આ પ્રમાણે ઇંદ્રિના વચનો સાંભળીને, ઘોડાની રક્ષા કરવા વાળા તથા નિડર રઘુ એ હશીને ઇંદ્રિને ફરીવાર કહ્યું કે–જો તારો એવોજ નિશ્ચય હોય–એટલે ઘોડાને પાછો ન આપવો હોય તો–હથિઆર ધારણ કર–લડવાને તૈયાર થઇ જા કારણકે રઘુને ( એટલે મને ) જીત્યાવિના આપનું કાર્ય સિદ્ધ થશે નહીં. એટલે હું હારીશ તોજ ઘોડો મળશે. (૫૧)

स एवमुक्त्वा मघवन्तमुन्मुखः, करिष्यमाणः सशरं शरासनम्।
अतिष्ठदालीढविशेषशोभिना वपुः प्रकर्षेण विडम्बितेश्वरः॥५२॥

પદચ્છેદ:-( सः ) ऊर्ध्वम् मुखं यस्य सः उन्मुखः=ઉંચુ મુખ રાખી રહ્યો હતો એવો રઘુ. करिष्यते इति करिष्यमाणः=કરશે એવો એટલે કરવાને તૈયાર એવો રઘુ. शराः अस्यन्ते अनेन इति शरासनं तत् शरासनं=ધનુષ્યને. शरेणसहितं सशरं तत् सशरं=બાણ સહિત–એટલે બાણવાળું. मघः (ભાગ્ય, વૈભવ ) अस्ति यस्य इति मघवान् तम् मघवंतम्=ઇંદ્રને. एवम् उक्त्वा=આ પ્રમાણે કહીને. आलीढविशेषः=વિરાસન. आलीढविशेषेण शोभते आलीढ विशेषशोभी, तेन आलीढविशेषशोभिना=વિરાસનથી વધારે શોભતા એવા ( શરીરના ખીલાવાવડે અગર ઉત્તમતાવડે ). वपुषः प्रकर्षः=वपुःप्रकर्षः तेन वपुःप्रकर्षेण=શરીરના ખીલાવાથી અગર શરીરના ઉન્નતપણાવડે. विडिम्बितः ( અનુકરણ કરાયા છે ) ईश्वरः ( મહાદેવ ) येन सः=મહા-

દેવનું જેણે અનુકરણ કર્યું છે એવો એટલે મહાદેવના જેવા દેખાતો. अतिष्ठत्=રહેતો હતો.

**અર્થ**—( ઇંદ્રિના સામે ) ઉંચું મુખરાખીને રહેલો તથા ધનુષ્યમાં બાણ સાંધીને તૈયાર એવો તે રઘુ, ઇંદ્રને આ પ્રમાણે કહીને, શરીર વડે વીર આસનથી વધારે શોભતા પુષ્ટ શરીરવડે સદાશિવના જેવો તે દેખાતો હતો.

**रघोरवष्टम्भमयेन पत्रिणा, हृदि क्षतो गोत्रभिदप्यमर्षणः ।**
**नवाम्बुदानीकमुहूर्तलाञ्छने, धनुष्यमोघं समधत्त सायकम् ॥**

**પદચ્છેદ**:-रघोः=રઘુના. अवष्टम्भरूपः अवष्टम्भमयः तेन अवष्टम्भमयेन=સ્થંભરૂપ થએલા ( બાણો ) થી. पत्रिणा ( મૂળ શબ્દ पत्रिन्=બાણ )=બાણથી. हृदि क्षतः=હૃદયમાં હણાએલો-વિંધાએલો. गोत्रान् ( પર્વતોને ) भिनत्ति ( ભેદનાર ) गोत्रभित्=ઇંદ્ર. अमर्षणः=ક્રોધયુક્ત. अपि=પણ. नवाश्चते अम्बुदाश्च ( વાદળાં અગર મેઘ ) नवाम्बुदाः=नवाम्बुदानाम् अनीकं ( સમુહ ) नवाम्बुदानीकं, नवाम्बुदानीकस्य–मुहूर्तम् (क्षणमात्रं) लाञ्छनं यस्य-नवाम्बुदानीकमुहूर्तलाञ्छनं–तस्मिन्-नवाम्बुदानीकमुहूर्तलाञ्छने =નવા વાદળાંના સમુહના ક્ષણ માત્રના ચિન્હમાં એટલે મેઘ ધનુષ્ય જેવા ( ધનુષ્ય )માં. धनुषि=ધનુષ્યમાં. अमोघं सायकम् સફળ બાણને. समधत्त=ધારણ કરતો હતો–ચડાવતો હતો.

**અર્થ**--રઘુના થાંભલા જેવા બાણથી હૃદયમાં વીંધાએલો અને ક્રોધયુક્ત થએલો તે ઇંદ્ર, મેઘ ધનુષ્યના જેવા ધનુષ્યમાં સફળ ( જેનું પરિણામ સફળ છે એવા ) બાણને ચડાવતો હતો. (૫૩)

**दिलीपसूनोः स बृहद्भुजान्तरं, प्रविश्य भीमासुरशोणितोचितः ।**
**पपावनास्वादितपूर्वमाशुगः, कुतूहलेनेव मनुष्यशोणितम् ॥५४॥**

**પદચ્છેદ**:-दिलीपसूनोः=દિલીપના પુત્ર રઘુના बृहद्=મોટી भुजयोः अन्तरम् भुजान्तरं तत् भुजान्तरं=ભુજાઓની વચ્ચે એટલે છાતીમાં. भीमाश्चते असुराश्च भीमासुराः भीमासुराणाम् शोणितम् भीमासुरशोणितम् –भीमासुरशोणिते उचितः भीमासुरशोणितोचितः=મોટા ભયંકર અસુરોના લોહીને યોગ્ય ( તે બાણ ). सः आशुगः=તે બાણ. प्रविश्य=પેસીને. कुतू-

ह्लेन इव=આશ્ચર્યવડે જેમ पूर्वम् अनास्वादितम्=પહેલાં કદી નહીં ચાખેલું. मनुष्यस्य शोणितम्=મનુષ્યના લોહીને. पपौ=પીતું હતું.

અર્થ—ભયંકર અસુરોનું લોહી પીવાને જે લાયક છે એવું (ઈંદ્રનું) તે બાણ, દિલીપના પુત્ર રઘુની મોટી છાતીમાં પેસીને પૂર્વે કદિ નહીં ચાખેલું મનુષ્યનું લોહી, જાણે આશ્ચર્ય પામતું હોય એવી રીતે, પીવા લાગ્યું.

हरेः कुमारोऽपि कुमारविक्रमः, सुरद्विपास्फालनकर्कशाङ्गुलौ।
भुजे शचीपत्रविशेषकाङ्किते, स्वनामचिह्नं निचखान सायकम्॥

પદચ્છેદ:-कुमारः अपि=રઘુએ પણ. कुमारस्य (स्कन्दस्य=કાર્તિક સ્વામીના) विक्रमः (બળ) इव विक्रमः यस्य सः कुमारविक्रमः=કાર્તિક સ્વામી જેવા બળવાન (રઘુ) એ. हरेः=ઇંદ્રના. सुरस्य द्विपः सुरद्विपः= सुरद्विपस्य आस्फालनं (થાબડવું તે) सुरद्विपास्फालनं तेन कर्कशाः (કઠણ) अङ्गुलयः यस्य (भुजस्य) सः—सुरद्विपास्फालनकर्कशाङ्गुलिः—तस्मिन्—सुरद्विपास्फालनकर्कशाङ्गुलौ—सुरद्विपास्फालनकर्कशाङ्गुलौ भुजे=ઐરાવતને થાબડવાથી જેની આંગળીઓ કઠણ થઈ ગઈ હતી એવા (ઇંદ્રના) હાથમાં. पत्रविशेषकं=કસ્તુરી આદિનાલેપન. शच्याः पत्रविशेषकाणि शचीपत्रविशेषकाणि—तैः अङ्कितः—शचीपत्रविशेषकाङ्कितः—तस्मिन्—शचीपत्रविशेषकाङ्किते—शचीपत्रविशेषकाङ्किते भुजे=ઇંદ્રાણીએ કસ્તુરી આદિ લેપથી (ઇંદ્રના) જે હાથને અંકિત કર્યો છે તે હાથમાં. स्वस्य नाम्नः चिह्नम् यस्मिन् सः स्वनामचिह्नः तम्—स्वनामचिह्नम् स्वनामचिह्नं सायकं=પોતાના નામના ચિન્હવાળા તે બાણને. निचखान=છોડતો હતો.

અર્થ—ઐરાવતને થાબડ કરવાથી જેના હાથની આંગળીઓ કઠણ થઈ ગઈ હતી એવા તથા ઇંદ્રાણીએ જે હાથને કસ્તુરી આદિના લેપથી અંકિત કર્યો હતો એવા-ઇંદ્રના-હાથમાં કાર્તિકસ્વામીના જેવા બળવાન રઘુએ પોતાના નામના ચિન્હવાળું બાણ ફેંક્યું-માર્યું. (૫૫)

जहार चान्येन मयूरपत्रिणा, शरेण शक्रस्य महाशनिध्वजम्।
चुकोप तस्मै स भृशं सुरश्रियः, प्रसह्य केशव्यपरोपणादिव॥

પદચ્છેદ:-मयूरस्य पत्राणि सन्ति यस्य मयूरपत्री, तेन मयूरपत्रिणा (મોરના પીંછાવાળા)-अन्येन मयूरपत्रिणा शरेण=બીજા મોરના પીંછાવાળા બાણથી. शक्रस्य=ઇંદ્રના. महाश्चासौ अशनिध्वजश्च (ઇંદ્રધ્વજ) महाशनिध्वजः, तम् महाशनिध्वजम्=महान्तम् अशनिरूपं ध्वजम्=મોટા ઇંદ્રધ્વજને. जहार=चिच्छेद=કાપી નાંખ્યો. सः=તે ઇંદ્ર. तस्मै भृशं (અત્યંત) चुकोप=તેના પ્રત્યે એટલે રઘુના ઉપર ઘણો કોપ્યો-ગુસ્સે થયો. इव=જાણે. सुरस्य श्रीः सुरश्रीः तस्याः सुरश्रियः=દેવની શોભાના. प्रसह्य=બળાત્કારથી, ઘણા જોરથી केशानाम् व्यपरोपणम् (નાશ, ઉતારવું તે, ખેંચવું તે.) केशव्यपरोपणम्-तस्मात्-केशव्यपरोपणात्=વાળના નાશથી.

અર્થ—(રઘુએ) મોરના પીંછા વાળા બીજા બાણથી ઇંદ્રનો ઇંદ્રધ્વજ કાપી નાંખ્યો; (તેથી) દેવની શોભા રૂપી સ્ત્રીના બળાત્કારે વાળ તણાવાથી અગર ખેંચવાથી અગર નાશથી જેમ ઇંદ્ર કોપે તેમ તે રઘુના ઉપર ઘણોજ કોપ્યો.

तयोरुपान्तस्थितसिद्धसैनिकं, गरुत्मदाशीविषभीमदर्शनैः ।
बभूव युद्धं तुमुलं जयैषिणोरधोमुखैरूर्ध्वमुखैश्च पत्रिभिः ॥५७॥

પદચ્છેદ:-जयस्य एषिणौ जयैषिणौ-तयोः जयैषिणोः=તે બેઉ (ઇંદ્ર તથા રઘુ) જેઓ જયની ઇચ્છા રાખતા હતા તેના. गरुत्=પાંખ અને गरुतः=પાંખો. गरुतः सन्ति येषाम् इति गरुत्मन्तः પાંખોવાળા. आशिषि-दंष्ट्रायां (દાઢમાં) विषं एषाम् ते आशीविषाः=सर्पाः -गरुत्मन्तश्च ते आशीविषाश्च गरुत्मदाशीविषाः-गरुत्मदाशीविषाः इव भीमम् दर्शनम् एषाम् ते-गरुत्मदाशीविषभीमदर्शनाः तैः-गरुत्मदाशीविषभीमदर्शनैः= પાંખોવાળા સર્પના જેવા ભયંકર દેખાતા (બાણો) થી अधः मुखं येषाम् ते अधोमुखाः तैः अधोमुखैः=નીચે મુખવાળા. ऊर्ध्वं मुखं येषाम् ते ऊर्ध्वमुखाः तैः ऊर्ध्वमुखैः=ઉંચા મુખવાળા. पत्रिभिः=બાણોથી. उपान्ते (પાસે, સમીપમાં) स्थिताः सिद्धाः (ઇંદ્રના યોદ્ધાઓ) सैनिकाः (રઘુના યોદ્ધાઓ) यस्मिन् तत्-उपान्तस्थितसिद्धसैनिकं-उपान्तस्थितसिद्धसैनिकं तुमुलं युद्धं=જેની સમીપમાં ઇંદ્રના તથા રઘુના લશ્કરના યોદ્ધાઓ ઉભા હતા એવું ભયંકર યુદ્ધ बभूव= થયું.

અર્થ—ઈંદ્ર તથા રઘુ જેઓ જયની આશા રાખતા હતા તેઓના વચ્ચે-બેઉના લશ્કરની સમીપમાં નીચા મુખ વાળા-પાંખો વાળા સર્પના જેવા ભયંકર દેખાતા બાણોથી મોટું યુદ્ધ થયું.

अतिप्रबन्धप्रहितास्त्रवृष्टिभिस्तमाश्रयं दुष्प्रसहस्य तेजसः ।
शशाक निर्वापयितुं न वासवः, स्वतश्च्युतं वह्निमिवाद्भिरम्बुदः

પદચ્છેદ:-वासवः=इंद्रः=ઇંદ્ર. अतिप्रबन्धेन (સતત) प्रहिताश्रताः (યોજેલી) अस्त्रवृष्टयः—अतिप्रबन्धप्रहितास्त्रवृष्टयः ताभिः—अतिप्रबन्धप्रहितास्त्रवृष्टिभिः=સતત યોજેલી અસ્ત્રની વૃષ્ટિથી. तेजसः आश्रयं =તેજના તે આશ્રયને, પ્રતાપના આશ્રયને दुःखेन प्रसह्यते इति दुष्प्रसहं, तस्य दुष्प्रसहस्य=દુ:ખથી સહન થઈ શકે એવા (તેજના) निर्वापयितुम्= શાંત પાડવાને. न शशाक—સમર્થ થયો નહીં. अम्बूनि ददाति इति अम्बुदः =મેઘ. अद्भिः=પાણીથી. स्वस्मात् इति स्वतःच्युतः=પોતાની મેળે થએલા (અગ્નિને). वह्निम्=અગ્નિને.

અર્થ સતત ચાલુ રહેલી બાણની વૃષ્ટિથી, દુઃખથી સહન થઇ શકે એવા પ્રતાપના બળને એટલે રઘુના બળને અટકાવવામાં (કબજે કરવામાં-તોડી પાડવામાં) ઈંદ્ર સમર્થ થયો નહીં. જેવી રીતે પોતાની મેળે પ્રગટ થએલા અગ્નિને મેઘ પોતાના જળથી વારી શકતો નથી. (૫૮)

ततः प्रकोष्ठे हरिचन्दनाङ्किते, प्रमथ्यमानार्णवधीरनादिनीम् ।
रघुः शशाङ्कार्धमुखेन पत्रिणा, शरासनज्यामलुनाद्विडौजसः ॥

પદચ્છેદ:-ततः=પછી. हरिचंदनेन (એક જાતના ચંદનથી) आङ्कितः—हरिचंदनाङ्कितः तस्मिन् हरिचंदनाङ्किने—हरिचंदनाङ्किते प्रकोष्ठे=હરિચંદનથી ચીતરાએલા કાંડામાં—એટલે જે કાંડા ઉપર હરીચંદન લગાવ્યું હતું તે કાંડા ઉપર. प्रमथ्यमानश्चासौ अर्णवश्च प्रमथ्यमानार्णवः-प्रमथ्यमानार्णवः इव धीरं नदति (ગંભીર અવાજ કરતા) इति प्रमथ्यमानार्णवधीरनादिनी—ताम् प्रमथ्यमानार्णवधीरनादिनीम्=મન્થન થતાં સમુદ્રના જેવી ગંભીર ગર્જના કરતી (ધનુષ્યની દોરી)ને. शरासनस्य ज्या—शरासनज्या, ताम् शरासनज्याम्=ધનુષ્યની દોરીને. वेवेष्टि (व्याप्नोति) इति विट्=જે ફેલાય

અગર વ્યાપક છે તે. विद् ओजः (બળ અગર પ્રતાપ) यस्य सः। बिडौजाः तस्य बिडौजसः=ઇંદ્રના (ધનુષ્યની દોરી). शशाङ्कस्य (ચંદ્રના) अर्ध इव मुखं यस्य सः शशाङ्कार्धमुखः तेन-शशाङ्कार्धमुखेन-शशांकार्धमुखेन पत्रिणा=અર્ધચંદ્રના જેવા મુખવાળા બાણથી. अलुनात्=કાપતો હતો કાપી નાંખી.

अर्थ--જેના કાંડા ઉપર હરીચંદનનો લેપ છે એવા (ઇંદ્રના) કાંડામાં મથન થતા સમુદ્રની ગર્જના જેવો ગંભીર અવાજ કરતી ઇંદ્રના ધનુષ્યની દોરીને રઘુએ અર્ધચંદ્રના જેવા મુખવાળા બાણથી કાપી નાંખી. (૫૯)

**स चापमुत्सृज्य विवृद्धमत्सरः, प्रणाशनाय प्रबलस्य विद्विषः।**
**महीध्रपक्षव्यपरोपणोचितं, स्फुरत्प्रभामण्डलमस्त्रमाददे ॥ ६० ॥**

पदच्छेद:-सः=તે ઇંદ્ર. विवृद्धः मत्सरः यस्य सः विवृद्धमत्सरः= प्रवृद्धवैरः=જેનું વૈર વધ્યું છે એવો ઇંદ્ર. प्रबलस्य=બળવાન રઘુના. विशेषेण द्वेष्टि इति विद्विट्, तस्य विद्विषः=शत्रोः=શત્રુના, प्रणाशनाय=વધાય= વધને માટે. चापम् उत्सृज्य=ધનુષ્યને ઉડાવીને. महीम् धारयति इति महीध्राः=पर्वताः=પર્વતો. महीध्राणाम् पक्षाः महीध्रपक्षाः-महीध्रपक्षाणाम् व्यपरोपणम् (નાશ) महीध्रपक्षव्यपरोपणम् तस्मिन् उचितं-महीध्रपक्षव्यपरोपणोचितं तत्=પર્વતની પાંખોને નાશ કરવા યોગ્ય. अस्त्रं=હથિયારને. स्फुरत्प्रभायाः मंडलम् यस्य तत् स्फुरत्प्रभामण्डलम् तत्=જેના તેજનું મંડળ ચારે તરફ ફેલાઈ રહ્યું છે તે (અસ્ત્ર). आददे= ધારણ કરતો હતો.

अर्थ—જેનું વેર વધી પડયું હતું એવા ઇંદ્રે (રઘુરૂપી) બળવાન દુશ્મનના નાશને માટે ધનુષ્ય ઉઠાવીને, પર્વતોની પાંખોના નાશ માટે યોગ્ય તથા જેના તેજનું મંડળ ચારે તરફ ફેલાઈ રહ્યું હતું એવા હથીઆરને (વજ્રને) ધારણ કર્યું એટલે ઉગામ્યું.

**रघुर्भृशं वक्षसि तेन ताडितः, पपात भूमौ सह सैनिकाश्रुभिः।**
**निमेषमात्रादवधूय तद्व्यथां, सहोत्थितः सैनिकहर्षनिःस्वनैः ॥**

पदच्छेद:-तेन भृशं ताडितः रघुः=તેનાથી અત્યંત મરાએલો- ઘાયલ કરાએલો રઘુ. वक्षसि=છાતીમાં. पपात भूमौ=પૃથ્વિ ઉપર પડયો.

सेनायाम् समवेताः सैनिकाः ( સેનામાં એકઠા થએલા )-सैनिकानाम् अश्रूणि=सैनिकाश्रूणि=तैः सैनिकाश्रुभिः-सैनिकाश्रुभिः सह=સૈનિકોના આંસુઓ સહિત. निमेषमात्रात्=ક્ષણવારમાં. तस्य-वज्रस्य-व्यथां तद्व्यथां=તે દુઃખને. अवधूय=तिरस्कृत्य=તુચ્છકારીને, દૂર કરીને. सैनिकानाम् हर्षः सैनिकहर्षः तेन निस्वनाः ( અવાજ, ઘોષ. ) सैनिकहर्षनिस्वनाः तैः-सैनिकहर्षनिस्वनैः-सैनिकहर्षनिस्वनैः सह=યોદ્ધાઓના હર્ષની ગર્જના સહિત. उत्थितः=ઉઠયો.

અર્થ—તે વજ્રથી છાતીમાં અત્યંત ઘાયલ થએલો રઘુ, યોદ્ધાઓના આંસુઓ સાથે પૃથ્વિ ઉપર પડી ગયો. એટલે જ્યારે તે પડયો ત્યારે યોદ્ધાઓ રડવા લાગ્યા. ક્ષણવારમાં તે દુઃખને દૂર કરીને-તુચ્છકારીને, યોદ્ધાઓના આનંદથી થતી ગર્જનાઓ સહિત તે ઉભો થયો. (૬૧)

तथापि शस्त्रव्यवहारनि रे, विपक्षभावे चिरमस्य तस्थुषः ।
तुतोष वीर्यातिशयेन वृत्रहा, पदं हि सर्वत्र गुणैर्निधीयते ॥

પદચ્છેદ:-तथापि=વજ્રપાત થયો તો પણ. शस्त्राणाम् व्यवहारः शस्त्रव्यवहारः, तेन निष्ठुरः शस्त्रव्यवहारनिष्ठुरः तस्मिन् शस्त्रव्यवहारनिष्ठुरे=હથિઆરના વેપારથી જે ક્રુર બન્યો હતો તેવામાં. विपक्षः=શત્રુ. विपक्षस्य भावः विपक्षभावः-तस्मिन्-विपक्षभावे=શત્રુ ધર્મમાં. तस्थौ इति तस्थिवान् तस्य तस्थुषः-तस्जुषः चिरं=લાંબો કાળ તે ઉભા રહેનાર ( રઘુ ) ના. वीर्यातिशयेन=ઘણા બળથી. (वीर्यस्य अतिशयः वीर्यातिशयः तेन वीर्यातिशयेन ). वृत्रं हतवान् इति वृत्रहा=ઇંદ્ર. तुतोषि=પ્રસન્ન થયો. हि=ઘટે છે અગર કારણકે. सर्वत्र पदं=દરેક ઠેકાણે યોગ્યતા. गुणैः=ગુણોએ કરીને. निधीयते=મેળવાય છે.

અર્થ—આ પ્રમાણે વજ્રપાત થયો તો પણ શસ્ત્ર વ્યવહાર કાર્યમાં ક્રુર બનેલા તથા શત્રુ ધર્મમાં લાંબો કાળ સૂધી ઉભા રહેનાર તે રઘુના ઘણા બળથી ઇંદ્ર પ્રસન્ન થયો. કારણ કે દરેક ઠેકાણે યોગ્યતા તો ગુણોથીજ મેળવાય છે; એટલે દુશ્મન હતો તો પણ રઘુના બળના ગુણથી ઇંદ્ર રાજી થયો (૬૨).

असङ्गमद्रिष्वपि सारवत्तया, न मे त्वदन्येन विसोढमायुधम् ।
अवेहि मां प्रीतमृते तुरंगमात्किमिच्छसीति स्फुटमाह वासवः

પદચ્છેદ:-सार अस्ति अस्य इति सारवत्, सारवतः भाव सारवत्ता, तया सारवत्तया=બળથી અગર બળે કરીને. अद्रिषु-પર્વતો વિષે. असक्तम्=નહીં અટકાએલું, ભેદીને સોંસરૂં જનારૂં. मे आयुधम्=મારૂં બાણ -મારૂં વજ્ર. त्वत् ( તારાથી ) अन्यः त्वदन्यः, तेन त्वदन्येन=તારા સિવાય બીજાથી. न विसोढम्=સહન કર્યું નથી-સહન થયું નથી. अतः माम् प्रीतम् ( संतुष्टम् ) अवेहि=હવે મને પ્રસન્ન જાણજે,-હું તારા ઉપર રાજી છઉં, એવું તું જાણજે. तुरंगमात् ऋतं-तुरंगं वर्जयित्वा=ઘોડાને તજીને એટલે એક ઘોડા સિવાય. किम् इच्छसि इति=તારે શું જોઇએ છે એ પ્રમાણે. स्फुटम् वासवः आह=ખુલ્લેખુલ્લું-કપટરહિત ઇંદ્ર બોલ્યો.

અર્થ—બળ કરીને પર્વતોમાં પણ સોંસરૂં ચાલ્યું જાય એવું મારૂં વજ્ર, તારા સિવાય બીજા કોઇએ સહન કર્યું નથી. હવે હું તારા ઉપર પ્રસન્ન થયો છઉં એમ જાણજે; ઘોડા સિવાય તને શું ગમે છે' એવું ચોખ્ખા દિલથી ઇંદ્ર બોલ્યો (પુછયું). (૬૩)

ततो निषङ्गादसमग्रमुद्धृतं, सुवर्णपुङ्खद्युतिरञ्जिताङ्गुलिम् ।
नरेन्द्रसूनुः प्रतिसंहरन्निषुं, प्रियंवदः प्रत्यवदत्सुरेश्वरम् ॥ ६४ ॥

પદચ્છેદ:-ततः પછી. निषङ्गात्=ભાથામાંથી. असमग्रम्=આખું નહીં પણ અરધું. उद्धृतम्=ખેંચેલું ( બાણ ). सुवर्णस्य पुङ्खः सुवर्णपुङ्खः -सुवर्णपुङ्खस्य द्युतिः सुवर्णपुङ्खद्युतिः-सुवर्णपुङ्खद्युत्या रञ्जिताः अङ्गुलयः (આંગળીઓ શોભાવી છે ) येन सः सुवर्णपुङ्खद्युतिरञ्जिताङ्गुलिः तम् इषुं-सुवर्णपुङ्खद्युतिरञ्जिताङ्गुलिम् इषुं ( બાણને )=સુવર્ણના ફણાના ચળકાટથી આંગળીઓ શોભી રહી હતી એવા બાણને. प्रतिसंहरति प्रतिसंहरन्=ભાથામાં પાછું મુકતો એવો. प्रियं वदति इति प्रियंवदः મીઠું બોલનાર ( રઘુ ). नाराणाम् इन्द्रः नरेन्द्रः-नरेन्द्रस्य सूनुः नरेन्द्रसूनुः=દિલીપનો પુત્ર રઘુ. सुराणाम् ईश्वरः सुरेश्वरः तम् सुरेश्वरम्-सुरेश्वरम् प्रति अवदत्=ઇંદ્ર પ્રત્યે બોલ્યો.

અર્થ--જે બાણના સુવર્ણના ફણાના ચળકાટથી આંગળીઓ શોભી રહી હતી. તે તથા જે બાણને ભાથામાંથી અરધું ખેંચેલું હતું તે બાણને ભાથામાં પાછું મૂકતો, દિલીપનો મીઠું બોલનારો પુત્ર ઇંદ્રના પ્રત્યે બોલ્યો કે-

अमोच्यमश्वं यदि मन्यसे प्रभो, ततः समाप्ते विधिनैव कर्मणि।
अजस्रदीक्षाप्रयतः स मद्गुरुः, क्रतोरशेषेण फलेन युज्यताम् ॥

**પદચ્છેદ:**–हे प्रभो !=હે ઇંદ્ર ! मोक्तुम् योग्यः मोच्यः, न मोच्यः अमोच्यः, तम् अमोच्यं=છોડવો ઘટતો નથી, છોડવાને લાયક નથી. अश्वं यदि अमोच्यम् मन्यसे=ઘોડાને છોડવો એવું આપને યોગ્ય લાગતું હોય તો. ततः=પછી. अजस्रदीक्षायाम् प्रयतः (પ્રયત્નવાળા અથવા કરતા) अजस्रदीक्षाप्रयतः=નિરંતર અગર સદાની દિક્ષામાં બેઠેલા એવા. सः તે (મારા પિતા). मम गुरुः मद्गुरुः=મારા પિતા. विधिना एव कर्मणि समाप्ते= વિધિયુક્ત કર્મ સમાપ્ત થએ છતે–એટલે વિધિયુક્ત કર્મ સમાપ્ત કરીને. क्रतोः (યજ્ઞના) अशेषेण फलेन=યજ્ઞના બાકી રહેલા ફળથી. युज्यताम्=યોજાઓ એટલે સોમા યજ્ઞનું ફળ તેમને મળે, એવું કરો.

**અર્થ**––હે ઇંદ્ર ! ઘોડાને પાછો છોડી આપવાનું આપને યોગ્ય ન લાગતું હોય તો વિધિ પ્રમાણે કાર્ય સમાપ્ત થાય તથા નિરંતર યજ્ઞની દીક્ષા લેઇને બેઠેલા મારા પિતાને સોમા (૧૦૦ મા) યજ્ઞનું ફળ મળે એવું તમે કરો. (૬૫)

यथा च वृत्तान्तमिमं सदोगतस्त्रिलोचनैकांशतया दुरासदः।
तवैव संदेशहराद्विशांपतिः, शृणोति लोकेश तथा विधीयताम् ॥

**પદચ્છેદ:**–सदस्=સભા. सदः गतः सदागतः=સભામાં ગએલા. दुःखेन आसादितुम् (પ્રાપ્ત કરવાને) शक्यः=દુઃખથી પ્રાપ્ત થાય એવો એટલે તેની પાસે ન જઈ શકાય તેવો. त्रीणि लोचनानि यस्य सः त्रिलोचनः त्रिलोचनस्य एकांशः (એક અંશ) त्रिलोचनैकांशः, तस्य भावः त्रिलोचनैकांशता–तया–त्रिलोचनैकांशतया=મારા પિતામાં શિવનો એક અંશ છે માટે તે અંશને લીધે–ક્રોધને લીધે. यथा च इमम् वृतान्तम्=જેવી રીતે આ વૃતાંત. तव=તારા. संदेशं हरति इति संदेशहरः तस्मात् संदेशहरात् –संदेशहरात् एव=સંદેશા લઈ જનારનીજ મારફતે. विशांपतिः=રાજા દિલીપ. श्रुणोति=સાંભળે. हे लोकेश=હે ઇંદ્ર ! तथा विधीयताम्=તેમ કરવું જોઇએ.

**અર્થ**––મારા પિતામાં શિવનો એક અંશ છે માટે (એટલે ક્રોધી છે) માટે સભામાં ગયેલો માણસ માંડ માંડ તેની પાસે જઇ શકે છે––તાત્પર્ય

માસ અને તારા વચ્ચે થએલી વાત મારાથી ત્યાં જઇને કહી શકાય એવું નથી—માટે આ વૃતાંત તારો પોતાનોજ માણુસ ત્યાં જઇને રાજાને સંભળાવે એવી ગોઠવણુ કર.

**तथेति कामं प्रतिशुश्रुवान्रघोर्यथागतं मातलिसारथिर्ययौ ।**
**नृपस्य नातिप्रमनाः सदोगृहं, सुदक्षिणासूनुरपि न्यवर्तत ॥**

**પદચ્છેદ:**-रघोः कामं ( मनोरथं )=રઘુનો મનોરથ અથવા ઇચ્છાને. प्रतिशुश्राव इति प्रतिशुश्रुवान् ( મૂળ શબ્દ प्रतिशुश्रुवस् )=કબુલ કરતો એવો. तथा इति=तथास्तु इति=ભલે એમ ત્યારે—એટલે મારા માણુસ સાથે આ સંદેશ દિલીપને મોકલીશ એવી વાતને કબુલ કરતો. मातलिः सारथिः यस्य सः मातलिसारथिः=ઇંદ્ર. आगतं अनतिक्रम्य वर्तते इति यथागतं=જ્યાંથી આવ્યો હતો ત્યાં. ययौ=ગયો. सुदक्षिणासूनुः रघुः अपि=સુદક્ષિણાનો પુત્ર રઘુ પણ. प्रमनस्=ખુશ મીજાજવાળો. अत्यंतं प्रकृष्टं ( આનંદમાં, ઉન્નત્ત ) मनः यस्य सः अतिप्रमनाः, न अतिप्रमनाः नतिप्रमनाः=બરાબર ખુશ મીજાજમાં નહીં એવો—ઘોડો પાછો નહીં મળવાથી જરા ખીન્ન થએલો ( રઘુ ). नृपस्य सदोगृहं=રાજાના સભામંડપમાં. न्यवर्तत=પાછો ફર્યો, આવ્યો.

અર્થ—રઘુની ઇચ્છાને કબુલ રાખતો એવો ઇંદ્ર એટલે ભલે મારા માણુસ સાથે આ સંદેશો દિલીપને મોકલી આપીશ ’ એમ કબુલ કરતો ઇંદ્ર જ્યાંથી આવ્યો હતો ત્યાં ગયો. સુદક્ષિણાનો પુત્ર રઘુ પણ—ઘોડો પાછો નથી મળ્યો માટે જરા ખીન્ન ચહેરે, દિલીપના સભા મંડપમાં આવ્યો. (૬૭)

**तमभ्यनन्दत्प्रथमं प्रबोधितः, प्रजेश्वरः शासनहारिणा हरेः ।**
**परामृशन्हर्षजडेन पाणिना, तदीयङ्गं कुलिशव्रणाङ्कितम् ॥६८॥**

**પદચ્છેદ:**—हरेः=ઇંદ્રના. शासनं हरति इति शासनहारी तेन शासनहारिणा=સંદેશો લાવનારથી. प्रथमं प्रबोधितः=જેને પહેલા સૂચના અગર ખબર મળી ચૂકયા છે એવા. प्रजानाम् ईश्वरः प्रजेश्वरः=દિલીપે. हर्षेण जडः हर्षजडः, तेन हर्षजडेन—हर्षजडेन पाणिना=હર્ષથી જડ બની ગએલા હાથથી. कुलिशव्रणैः अङ्कितम्—कुलिशव्रणाङ्कितं=વજ્રથી થએલા જખમની

નિશાનીવાળું. तस्य इदम् तदीयम्-तदीयम् अङ्गम्=તેના એટલે રઘુના શરીરને. परामृशति इति परामृशन्=થાબડતો, સાબાશી આપતો. तम् अभ्यनन्दत्=તે કુમારને (રઘુને) વખાણતો હતો.

અર્થ--ઇંદ્રનો સંદેશો લાવનાર માણસથી જેને પ્રથમ ખબર મળી ચૂક્યા હતા એવા દિલીપે, હર્ષથી જડ બનેલા હાથવતે વજ્રથી થએલા જખમની નિશાની વાળા તે રઘુના અંગને થાબડીને તેના વખાણ કર્યા.

इति क्षितीशो नवतिं नवाधिकां, महाक्रतूनां महनीयशासनः।
समारुरुक्षुर्दिवमायुषः क्षये, ततान सोपानपरम्परामिव ॥ ६९ ॥

પદચ્છેદ:-महनीयम् शासनं यस्य सः महनीयशासनः=જેની મોટી આજ્ઞા છે એવો દિલીપ. क्षितीशः=દિલીપ. इति=આ પ્રમાણે. महान्तश्च ते क्रतवश्च महाक्रतवः तेषाम् महाक्रतूनाम्=મોટા યજ્ઞોના. नवतिं=નેવું, ૯૦. नवभिः अधिका-नवाधिका-ताम्-नवाधिकाम्=નવ વધારે જેમાં છે એવા (૯૦) એટલે કુલ (૯૯). आयुषः क्षये=આયુષ્યનો ક્ષય થતાં એટલે મરતી વખતે. दिवं=સ્વર્ગને. समारोढुम् इच्छुः समारुरुक्षुः=ચડવાને ઇચ્છતો. सोपानानाम् (પગથીઆની) परंपरा (હાર, પંક્તિ) सोपानपरंपरा -ताम् सोपानपरंपराम्=પગથીઓની હારને ततान=પાથરતો અગર વિસ્તારતો હતો. इव=જાણે, જેમ.

અર્થ--મહાન આજ્ઞા વાળો એટલે જેની આજ્ઞા કોઈથી તોડી શકાય નહીં એવો, તથા અંતકાળ વખતે સ્વર્ગમાં ચડવાની ઇચ્છા રાખતો એવો દિલીપ રાજા, પગથીઆંની પંક્તિ જેવા આ પ્રમાણે (કરેલા) નવાણું મોટા યજ્ઞોને વિસ્તારતો હતો. તાત્પર્ય-તેનું અવલંબન રાખતો હતો.

अथ स विषयव्यावृत्तात्मा यथाविधि सूनवे,
नृपतिककुदं दत्त्वा यूने सितातपवारणम्।
मुनिवनतरुच्छायां देव्या तया सह शिश्रिये,
गलितवयसामिक्ष्वाकूणामिदं हि कुलव्रतम् ॥ ७० ॥

પદચ્છેદ:-विषयेभ्यः व्यावृतः (નિવૃત્તિ પામ્યો છે) आत्मा यस्य

सः विषयव्यावृत्तात्मा=જેનો આત્મા વિષયમાંથી નિવૃત્તિ પામ્યો છે તે દિલીપ. सः= તે દિલીપ. अथ=પછી. विधिम् अनतिक्रम्य यथाविधि=વિધિ પ્રમાણે, શાસ્ત્ર પ્રમાણે. यूने सूनवे=જુવાન પુત્રને. नृपतेः ककुदं–नृपतिककुदं રાજ્ય ચિન્હ–રાજ્ય છત્ર. आतपस्य वारणं आतपवारणं (છત્ર)–सितञ्च तत् आतपवारणञ्च सितातपवारणम्=સફેદ છત્ર. दत्वा=આપીને. मुनीनाम् वनं–मुनिवनं–मुनिवनस्य तरवः मुनिवनतरवः, तेषाम् च्छाया–मुनीवनतरुच्छाया ताम् मुनिवनतरुच्छायाम्=મુનીઓના વનના વૃક્ષની છાયાને. शिश्रिये= શેવતો હતો. तया देव्या सह=તે રાણી સહિત. हि=કારણકે અગર ઘટે છે કે. गलितं वयः येषाम् ते गलितवयसः तेषाम् गलितवयसाम्=वृद्धानाम्=ઘરડાનું. इक्ष्वाकोः अपत्यानि पुमांसः इक्ष्वाकवः, तेषाम् इक्ष्वाकूणाम्=ઇક્ષ્વાકુ વંશના રાજાઓનું इदं=वनगमनं=વનમાં જવું તે. कुलस्य व्रतम् कुलव्रतम् કુળનું વ્રત છે.

અર્થ--પછી વિષયમાંથી નિવૃત્તિ પામેલો તે દિલીપ રાજા, જુવાન રઘુપુત્રને સફેદ છત્ર રૂપી રાજ્ય ચિન્હ આપીને, રાણી સુદક્ષિણા સહિત મુનિઓના વનના વૃક્ષોની છાયાને શેવવા લાગ્યો. કારણ કે આ પ્રમાણે વનમાં જવું તે ઇક્ષ્યાકુવંશના વૃદ્ધ પુરૂષોનું કુળવ્રત હતું--એ પ્રમાણે સૌ કરતા હતા.

समाप्तं.

## શુદ્ધિ પત્રક.

| પાનું. | શ્લોક. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|---|
| ૧ | ૧ | ૮ | ચાદનીના | ચાંદનીના |
| ૧ | ૧ | ૧૨ | दौहृदलक्षणं | दौर्हृदलक्षणं |
| ૧ | ૨ | ૪ | પરિચીત | પરિમીત |
| ૨ | ૨ | ૩ | લોધ્રના | લોધ્રના |
| ૨ | ૩ | ૩ | क्षितीश्वर | क्षितीश्वरः |
| ૩ | ૩ | ૧ | તત્તિ | તૃપ્તિ |
| ૩ | ૫ | ૧ | मागधि | मागधी |
| ૪ | ૬ | ૧ | क्रमेण | क्रमेण |
| ૫ | ૭ | ૭ | संनद्धमनोज्ञ | संनद्धमनोज्ञपल्लवा |
| ૭ | ૧૧ | ૫ | દિક્પાલો | દિક્પાલો |
| ૮ | ૧૨ | ૪ | कुशालाः | कुशलाः |
| ૮ | ૧૨ | ૭ | अनुष्ठित | अनुष्ठिते |
| ૧૦ | ૧૫ | ૩ | सतिकाग्रहम् | सूतिकाग्रहम् |
| ૧૦ | ૧૬ | ૩ | वस्य | यस्य |

| પાનું. | શ્લોક. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- | --- |
| १० | १६ | ८ | आसित् | आसीत् |
| १२ | १८ | ५ | मकुंल | मकुल |
| १२ | १८ | ८ | प्रमीदनस्यैः | प्रमोदनृत्यैः |
| १३ | २१ | ७ | आत्मसंमवं: | आत्मसंमवः |
| १३ | २२ | १ | समग्रसंपद्य | समग्रसंपदः |
| | | २ | बालचन्द्रमा | बालचंद्रमाः |
| १४ | २२ | ५ | बालछन्द्रमा: | बालचंद्रमाः |
| १७ | २७ | १ | ईव | इव |
| | २८ | ११ | महीमुखे न | नदीमुखेन |
| १८ | ३१ | १ | मंत्रवत् | मंत्रवत् |
| | | ३ | इय | इयं |
| १८ | ३२ | ५ | वत्सतर | वत्सतरः |
| २० | ३३ | २ | णवाप्य | मवाप्य |
| २० | ३३ | २ | खण्डुन्ते | खण्डयन्ते |
| २१ | ३५ | ४ | नितान्त | नितान्तं |
| | | ५ | मितान्तगुर्वी | नितान्तगुर्वी |
| | | ६ | नितान्तगुर्वी | नितान्तगुर्वी |
| २२ | ३७ | ४ | व्यपाय: | व्यपाय: |
| | | ५ | धनव्यमाय: | घनव्यपाय: |
| | | ७ | गमस्तिमान् | गभस्तिमान् |
| २५ | ४२ | ५ | पर्वतपक्षाणाम् | पर्वतपक्षाणाम् |
| २६ | ४४ | ८ | विधात: | विघात: |
| | | १० | क्रियाविधात: | क्रियाविघात: |
| | | | क्रियाविधाताश्च | क्रियाविघाताय |
| २७ | ४५ | ३ | विधिः | विधिः |
| ३० | ५२ | १२ | विडिम्बित: | विडम्बित: |
| ३१ | ५३ | १३ | હ્રદયમાં | હૃદયમાં |
| ३३ | ५७ | ३ | यस्य | जयस्य |
| | | ३ | जयैषिणौः | जयैषिणोः |
| ३४ | ५८ | ८ | लम्बूद: | अम्बुद: |
| ३६ | ६१ | ४ | तिरस्कुत्य | तिरस्कृत्य |
| | ६२ | १ | शास्त्रव्यवहारनिरे | शास्त्रव्यवहारनिष्ठुरे |
| | | ७ | तस्जुषः | तस्थुषः |
| | | १० | तुताषि | तुतोष |
| ३७ | ६४ | १० | नाराणाम् | नराणाम् |
| ३८ | ६५ | ४ | अमोच्थ: | अमोच्य: |
| | ६६ | ११ | श्रुणोति | शृणोति |
| ३८ | ६७ | ११ | मतिप्रमना: | नातिप्रमना: |

**સંસ્કૃત છતાં પદચ્છેદ વિગેરે સરલતાને લીધે સહેલા-ઈથી ભણી શકાય તેવાં નીચે જણાવેલાં પુસ્તકો મોક્ષમંદિરમાંથી પ્રગટ થયાં છે.**

---

| | |
|---|---|
| શ્રી શંકરનો આત્મબોધ. | ૦–૩–૭ |
| શ્રી વેદાંત વિચાર, શ્રી શંકર તથા મંડન પંડિતનો સંવાદ. | ૦–૧–૦ |
| મણીરત્નમાળા મહાત્મા તુલસીદાસજીકૃત (પોસ્ટેજ સાથે) | ૦–૨–૦ |
| શ્રીમદ્ ભગવદ્ ગીતા પ્રથમ અધ્યાય બીજી આવૃત્તિ. | ૦–૩–૦ |
| " બીજો અધ્યાય (તૈયાર થાય છે.) | |
| શીખનારને આવી સરલતા ભાગ્યેજ મળશે. | |
| સમાસચક્ર—અસલ સંસ્કૃત પુસ્તક તથા માર્ગોપ. બીજા પુસ્તકના (૧૯–૨૦) પાઠો પ્રમાણે ઘણોજ સરલ ગ્રન્થ. | ૦–૧–૦ |
| શ્રી ચર્પટપંજરિકા કીંમત ૦–૧–૦ શ્રી મોહમુદ્ગર કીંમત ૦–૧–૦ શ્રી ગર્ભોપનિષદ્ કીંમત ૦–૨–૦ શ્રી તત્વબોધ કીંમત ૦–૩–૦ | બીજી આવૃત્તિ છપાય છે. |
| મોક્ષવાણી—તુલસીકૃત રામાયણમાંથી ચુંટી કાઢેલા સારા સારા પ્રસંગોમાંથી (૨૩) ફરમાનું પુસ્તક. | ૦–૮–૦ |
| રઘુવંશના પ્રથમ તથા દ્વિતીય બે સર્ગો—પદચ્છેદ તથા ગુજરાતી અને અંગ્રેજી ભાષાંતર સહિત. | ૦-૧૨-૮ |
| તે ઉપરાંત મોક્ષપત્રિકા નામનું માસીક પ્રગટ થાય છે. લવાજમ રૂ. | ૨–૦–૦ |

---